# વ્યાકરણપરિચય

## ભાગ બીજો



લેખક
ભાનુશંકર બા. વ્યાસ, એમ. એ.

# વ્યાકરણ પરિચય

## બીજો ભાગ

[ પ્રાથમિક શાળાના ઉપલા અને અંગ્રેજી ધો. ૨ માટે ]

:લેખક:

ભાનુશંકર બા. વ્યાસ, એમ્. એ.

અધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઇ.

:પ્રકાશક:

ધી જનરલ બુક ડીપો

એજ્યુકેશનલ પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ ... ... મુંબઇ.

પાંચ આના

# બે-ત્રણ બાબતો



પહેલા ભાગ પછી આ બીજો ભાગ બહાર પડે છે. પહેલા ભાગના સત્કર્તાઓનો આભારી છું. એક વાત ભાર દઇને કહેવાની જરૂર છે કે સારા શિક્ષક જેટલું કાર્ય કોઇ પણ પાઠ્ય પુસ્તક ન કરી શકે. થોડી ઘણી ઝીણી વિગતો મેં રહેવા દીધી હોય તો તે શિક્ષકોના વિશ્વાસ ઉપર જ.

કેટલીક આંટીઘૂંટીઓ પણ આ ક્ષેત્રમાં છે, જેનો શિક્ષકોને પૂરો પરિચય હશે. એ બધી બાળકોથી અત્યારે તો દૂર રહે એવો મારો વિચાર ખરો; છતાં પરંપરાગત વસ્તુઓનો ત્યાગ કરવો એ સહેલી વાત નથી. પદચ્છેદમાં અનિવાર્ય વિગતો આપવી અને તે જ બાળક પાસે માગવી એવો નિર્ણય આપણે કરી શકીએ તો સારું.

લેખનને વ્યાકરણ સાથે અંશતઃ લાવવા આમાં પ્રયાસ કર્યો છે. એમાં પણ શિક્ષકો ઘણા મદદરૂપ થઇ શકે. અનુભવ, નિરીક્ષણ, વિચાર વગેરે જેટલા પ્રમાણમાં અને જેવા સ્વરૂપમાં બાળકોમાં દેખાય તેનો ઉપયોગ કરતા રહીએ તો બાળકના સ્વાભાવિક વિકાસને ઘણું ઉત્તેજન મળે.

માનવ માત્ર ભૂલને પાત્ર એવું શીખનારા આપણે ભૂલો કરવાની ટેવ પાડીએ છીએ. ભૂલો ન કરવાની ટેવ પાડવાની વધારે જરૂર છે. એ માટે બાળકોને ચોખ્ખુ બોલતા કરવાની અને શબ્દોનો વધારે અને વધારે પરિચય કરાવવાની જરૂર છે. ભાષાના અભ્યાસીઓનાં સૂચનો આદરપાત્ર અને મદદરૂપ થશે એની યાદ આપું છું. વ્યાકરણથી આપણે ભડકીએ નહિ અને બાળકોને ભડકાવીએ નહિ એ ખાસ જરૂરનું છે.

કર્તા

# અનુક્રમણિકા

# વ્યાકરણપરિચય

## બીજો ભાગ

## પાઠ પહેલો

### શીખેલું યાદ કરો

૧ નીચે આપેલા શબ્દોમાં કેટલા સ્વર અને કેટલા વ્યંજનો છે તે સામે લખો.

| | સ્વર | વ્યંજન |
|---|---|---|
| મહેન્દ્ર | | |
| ગુલાબ | | |
| ખુરશી | | |
| બ્રાહ્મણ | | |

નીચે આપેલાં વાક્યોમાંથી નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાવિશેષણ, કૃદન્ત અને અવ્યય શોધી કાઢો અને નીચે આપેલા વિભાગોમાં લખો.

સાંજ પડવા આવી હતી. રમા મેડા ઉપર એકલી રમતી હતી. બાપાજી કચેરીમાં ગયા હતા. દાદાજી ઓટલા પર પોથી વાંચતા હતા. દાદીમા કથા સાંભળવા મંદિરે ગયાં હતાં. બા પરસાળમાં ચોખા વીણતી હતી. કાન્તિ ગિલ્લીદંડા રમવા ગયો હતો.

| નામ | સર્વનામ | વિશેષણ | ક્રિયાવિશેષણ | કૃદન્ત | અવ્યય |
| --- | --- | --- | --- | --- | --- |
| | | | | | |

ઉપરનાં લખાણમાં સાત વાક્યો છે. તે સાતે વાક્યોમાંથી ઉદ્દેશ્ય અને વિધેય શોધી નીચે લખો.

| વાક્ય | ઉદ્દેશ્ય | વિધેય |
| --- | --- | --- |
| ૧ | | |
| ૨ | | |
| ૩ | | |
| ૪ | | |
| ૫ | | |
| ૬ | | |
| ૭ | | |

નીચે આપેલાં નામની આગળ બરાબર અર્થ બેસે એવાં વિશેષણો લખો.

| | |
|---|---|
| ________________ કાગડા | ________________ આકાશ |
| ________________ હવા | ________________ પોપટ |
| ________________ રાત | ________________ બકરી |

નીચે આપેલા શબ્દોમાંથી ક્રિયાપદો અને કૃદન્તો જુદાં પાડો.

કરીને, જાય છે, બોલતો, આવેલો, જવાને, રમવાનો, રમું છું, ચાલતાં, ઊડતો હતો, જાણશે.

| ક્રિયાપદ | કૃદન્ત |
|---|---|
| | |

આકાશમાં તમે દિવસે અને રાતે શું જુઓ છો તે વિશે પાંચ વાક્યો લખો.

(૧)

(૨)

(૩)

(૪)

(૫)

# પાઠ બીજો

## નામના પ્રકાર

[ એક છોકરા અને છોકરી વચ્ચેની વાતચીત ]



સરલા:—ભાઈ, અહીં શહેરમાં આવતા પહેલાં તમે કયાં રહેતા હતા ?

ચંદુ:—હું મારી બા પાસે ગામડામાં રહેતો હતો. ત્યાંથી મારા મામા અહીં અમદાવાદ લઈ આવ્યા.

સરલા:—તમે કયા ગામડામાં રહેતા હતા ?

ચંદુ:—હું ચાણોદમાં રહેતો હતો.

સરલા:—તમારા ગામનું નામ ચાણોદ છે ?

ચંદુ:—હા.

સરલા:—તમારા મામા અહીં અમદાવાદમાં રહે છે ?

ચંદુ:—હા. મારા એક મામા પ્રમોદરાય અહીં રહે છે, બીજા સત્યેન્દ્ર સૂરતમાં રહે છે અને ત્રીજા પ્રભાકર વડોદરામાં રહે છે.

આ વાતચીત કોની કોની વચ્ચે થાય છે? વાત કરનારમાં એક છોકરો છે અને એક છોકરી છે. એ છોકરાનું નામ શું છે? ચંદુ. એ છોકરીનું નામ શું છે? સરલા.

છોકરો શબ્દ કોને ઓળખાવવા અહીં વપરાયો છે? ચંદુને. ચંદુ શબ્દથી આપણે કોને ઓળખી શકીએ છીએ? ચંદુને.

આ પ્રમાણે ચંદુને ઓળખવા માટે (૧) છોકરો અને (૨) ચંદુ એ બે શબ્દો આપણે વાપરીએ તો એ બે શબ્દો શું કહેવાય? એ બંને શબ્દો નામ કહેવાય.

હવે, છોકરો શબ્દ ચંદુ સિવાય બીજા કોઇ રમેશ, કાન્તિ, બાબુ વગેરેને ઓળખાવવા વપરાય કે નહિ? જરૂર વપરાય.

અને ચંદુ શબ્દ રમેશ, કાન્તિ, બાબુ વગેરેને ઓળખવા વપરાય ખરો? ના, કારણ કે ચંદુ શબ્દથી તો ચંદુ જ ઓળખાય, બીજો કોઇ છોકરો નહિ.

આ પ્રમાણે છોકરો શબ્દ ચંદુ જેવા બીજાઓને ઓળખવા માટે પણ વપરાય. તે જ પ્રમાણે છોકરી શબ્દ સરલા જેવી બીજીઓને ઓળખવા માટે પણ વપરાય. આ રીતે કેટલાંક નામ એવાં છે કે જે એક સરખા બધાને ઓળખવા માટે વપરાય છે અને તે બધાં **જાતિવાચક અથવા સામાન્ય નામ** કહેવાય છે. સામાન્ય એટલે બધાને માટે એકસરખું હોય તે. ગાય, બળદ, હાથી, ખુરશી એ બધાં જાતિવાચક કે સામાન્ય નામ છે.

ત્યારે ચંદુ અને સરલા કેવાં નામો છે? એ તો ખાસ નામો છે અને તેથી **વિશેષનામ** કહેવાય છે. ખાસ નામને સંજ્ઞા પણ કહેવાય છે તેથી એ બધાં નામ **સંજ્ઞાવાચક** પણ કહેવાય છે.

હવે ઉપર આપેલી સરલા અને ચંદુની વાતચીતમાંથી સામાન્ય નામો અને ખાસ નામો શોધી કાઢો.

| સામાન્ય નામ = જાતિવાચક નામ | ખાસ નામો = વિશેષનામ અથવા સંજ્ઞાવાચક નામ |
|---|---|
| | |

નીચે આપેલાં વાકયોમાં નામ વાપરો અને તમે વાપરો તે નામ જાતિવાચક છે કે સંજ્ઞાવાચક તે કહો.

(૧) મારી બાનું નામ ________ છે. ________

(૨) અમદાવાદ પાસે ________ નદી છે. ________

(૩) દશરથ રાજાને ચાર ________ હતા. ________

(૪) દુનિયામાં ઊંચામાં ઊંચો પર્વત ________ છે. ________

(૫) ________ નું પાણી ખારું હોય છે. ________

હવે, ખાસ નામો કોને હોય છે તેનો વિચાર કરો. શહેરોને ખાસ નામો હોય છે. નદીઓને, દેશોને, પર્વતોને, માણુસોને બધાંને ખાસ નામ હોય છે.

પાંચ નદીઓનાં નામ લખોઃ—

(૧) ______ (૨) ______ (૩) ______

(૪) ______ (૫) ______

પાંચ શહેરો કે ગામડાંનાં નામ લખોઃ—

(૧) ______ (૨) ______ (૩) ______

(૪) ______ (૫) ______

પાંચ બાળકોનાં કે માણસોનાં નામ લખોઃ—

(૧) ______ (૨) ______ (૩) ______

(૪) ______ (૫) ______

નીચે આપેલાં ચિત્રો જુઓ.



લશ્કર



ટોળુ



ધણ

લશ્કર, ટોળું, ધણ, એ ત્રણ, શબ્દો નામ છે એ તો સમજાય એવું છે. પણ એ ત્રણ કેવાં નામ છે તેનો વિચાર કરો. આગળ સંજ્ઞાવાચક નામ આપણે જોયાં. એવાં નામ આ છે? ના. ત્યારે એ જાતિવાચક નામ જેવાં લાગે છે? હા. કારણ કે આપણે જેમ પાંચ, સાત કે ગમે તેટલી ગાયો હોય તેમાંની દરેકને આપણે ગાય કહીએ છીએ તેમ પાંચ સાત લશ્કર હોય કે ટોળાં હોય તો તેમાંના દરેક ને આપણે લશ્કર અથવા ટોળું કહી શકીએ. પણ આ નામોના અર્થનો વિચાર કરો.

લશ્કર = ઘણા સૈનિકો

ટોળું = ઘણાં માણસો

ધણ = ઘણી ગાયો.

આ પ્રમાણે આ શબ્દોમાં સમૂહ એટલે એકથી વધારે માણસો અથવા પ્રાણીઓનો જમાવ એવો અર્થ છે. એટલે આ નામો અને આવાં બીજાં નામો **સમૂહવાચક** નામ કહેવાય છે.

પાંચ સમૂહવાચક નામો લખો.

(૧) ________ (૨) ________ (૩) ________

(૪) ________ (૫) ________

બીજાં થોડાંક વાકયો લઈએ.

આ દવા ઘીમાં ખાવાની છે.

આ મકાનમાં ઓછું લાકડું વપરાયું છે.

ઘણા લોકો શિયાળામાં ગોળ ખાય છે.

વાસણ બનાવવામાં ત્રાંબું અને પિત્તળ વપરાય છે.

આ વાકયોમાં ઘી, લાકડું, ગોળ, ત્રાંબું, પિત્તળ, એ કેવાં નામ લાગે છે ? એ પણ સામાન્ય નામ જેવાં લાગે છે. છતાં એ બધાં નામો **દ્રવ્યવાચક** નામ કહેવાય છે. દ્રવ્ય એટલે જથ્થાવાળો પદાર્થ. સમૂહમાં ગણી શકાય તેવી સંખ્યા હોય છે અને દ્રવ્યમાં વજન કરી શકાય કે માપી શકાય એવો જથ્થો હોય છે. અને સાથે સાથે આ સમૂહવાચક અને દ્રવ્યવાચક નામો જાતિવાચક કે સામાન્ય નામ જેવાં લાગે છે એ પણ ધ્યાનમાં રાખવું.

આ બધાં નામ ફરીને યાદ કરી જાઓ. તેઓ બધાં જેને માટે વપરાય છે તે આપણે આંખથી જોઈ શકીએ અથવા હાથથી અડકી શકીએ એવાં છે કે નહિ તેનો વિચાર કરો.

હવે, બીજાં કેટલાંક નામો એવાં છે કે જેને માટે તે વપરાય તેને આપણે આંખથી જોઈ શકીએ નહિ અને હાથથી અડકી પણ શકીએ નહિ.

લીંબુમાં **ખટાશ** હોય છે.

મને **ગળપણ**વાળી ચીજ ભાવે છે.

તમારો **જન્મ** ક્યારે થયો ?

તેનો **રાગ** સારો છે.

ચિત્રોની **સુંદરતા** જોઈ અમને **ખુશી** થઈ.

આપણા દેશમાં બહુ **ગરીબાઈ** છે.

હું હિમાલયને જોઈ **આશ્ચર્ય** પામ્યો.

**સત્ય**નો સદા **જય** થાય છે.

આ બધાં વાક્યોમાં મોટા અક્ષરોમાં છાપેલાં નામ જોઇ જાઓ. આ બધાં નામ જેને માટે વપરાયાં છે તે હાથથી અડકી શકાય કે આંખથી જોઇ શકાય એવી વસ્તુઓ છે ? ના. આ બધાં નામોમાં કંઈક ભાવનો અર્થ રહેલો છે. ભાવના અર્થમાં ગુણ હોય, ક્રિયા હોય, મનની લાગણી હોય અથવા શરીરની સ્થિતિ પણ હોય. આવાં બધાં નામ **ભાવવાચક** નામ કહેવાય છે. પાંચ ભાવવાચક નામ વાપરી વાક્યો બનાવો.

(૧) ............................................................

(૨) ............................................................

(૩) ............................................................

(૪) ............................................................

(૫) ............................................................

નીચે આપેલાં વાકયોમાં જે નામ નીચે લીટી દોરેલી છે તે બધાં કેવાં નામ છે તે જણાવો.

(૧) આ ભીખારી ભૂખ અને માંદગીથી પીડાય છે.

(૨) અમે મછવામાં બેસી તાપી નદીમાં ફર્યા.

(૩) મુંબાઈમાં દેશી વેપારીઓની મંડળી છે.

(૪) આ હરીફાઈમાં હું જીતવાનો છું.

(૫) પાણીમાં તેલ તરે છે.

(૬) તમારા ગામ પાસે નદી છે ?

(૭) સોનું પરદેશ મોકલશો નહિ.

(૮) અસત્ય બોલશો નહિ.

(૯) સાપને પણ સંગીત ગમે છે.

(૧૦) રમણ અને ચંદુ વચ્ચે મિત્રતા છે.

## યાદ રાખો

(૧) ખાસ નામો સંજ્ઞાવાચક નામ અથવા વિશેષનામ કહેવાય છે.

(૨) એક જ જાતના અનેક એટલે ઘણાને માટે વપરાય તેવાં નામ સામાન્યનામ કે જાતિવાચક નામ કહેવાય છે.

(૩) સમૂહવાચક નામોમાં ટોળાનો અર્થ હોય છે અને દ્રવ્યવાચક નામોમાં જથ્થાનો અર્થ હોય છે.

(૪) ભાવવાચક નામના અર્થ મનથી જ સમજી શકાય છે.

(૫) નામો એટલે ઓળખવા માટે વપરાયેલા શબ્દો.

# પાઠ ત્રીજો

## વચન

તમે નામોના પ્રકાર જોયા. એ નામો વાક્યમાં કેવી રીતે વપરાય છે તે પણ જોયું. એ નામો વાપરીએ તેમાં બીજી એક બાબત પણ આપણું ધ્યાન ખેંચે એવી છે તે જોઈએ. નીચેનાં ચિત્રો જુઓ.

**એક** | **એકથી વધારે**



એક ઘોડો



બે ઘોડા



એક ઘડિયાળ



ત્રણ ઘડિયાળો



એક આંગળી



ચાર આંગળીઓ



એક પંખી



પાંચ પંખીઓ

ડાબી બાજુનાં ચાર ચિત્રો જુઓ. તેમાં ઘોડો, ઘડિયાળ, આંગળી, પંખી વગેરે એક એક છે. જમણી બાજુનાં ચિત્રોમાં એકથી વધારે એટલે બે, ત્રણ, ચાર, પાંચ છે માટે આપણે ઘોડા, ઘડિયાળો, આંગળીઓ, પંખીઓ એ પ્રમાણે લખ્યું છે. આ પ્રમાણે ડાબી બાજુનાં નામોની સંખ્યા એક છે અને જમણી બાજુનાં નામોની સંખ્યા એકથી વધારે એટલે બહુ અથવા અનેક છે. સંખ્યા એટલે વચન અને જે નામની સંખ્યા એક હોય તે

એકવચન અને જે નામની સંખ્યા એકથી વધારે હોય તે બહુવચન અથવા અનેકવચન કહેવાય છે.

ઉપરનાં ચિત્રોમાંથી એકવચન અને બહુવચનનાં નામ જુદાં પાડો.

| એકવચન | બહુવચન |
| --- | --- |
| (૧)........................ | (૧)........................ |
| (૨)........................ | (૨)........................ |
| (૩)........................ | (૩)........................ |
| (૪)........................ | (૪)........................ |

નીચેનાં વાકયોમાં નામની જગ્યા ખાલી રાખી છે ત્યાં નામ વાપરો અને એ નામ એકવચન છે કે બહુવચન તે કહો.

(૧) મારે બે ________ છે. ________

(૨) અમે એક ________ ખાધું. ________

(૩) પાંચ ________ પકડાયા. ________

(૪) અમે બહુ ________ મુંબાઈમાં રહ્યા. ________

(૫) તમે કેટલી ________ ખરીદી? ________

(૬) હિમાલયમાંથી કેટલી ________ નીકળે છે? ________

(૭) અમારા ગામમાં ઘણા ________ છે. ________

નીચે આપેલાં વાકયોમાં કેટલાંક નામો છે. તેમાંથી એકવચનનાં નામ નીચે લાલ લીટી અને બહુવચનનાં નામ નીચે ભૂરી લીટી દોરો.

"ડાબા હાથમાં લાકડી ઝાલી એક છેડો બગલમાં ટેકવી ભરવાડ જંગલમાં ઊભો રહેતો ને તેની ગાયો ચરવા જતી. દુશ્મનોથી બચવા ગાયો તેની નજીક આવતી."

પણ માત્ર નામો જ એકવચન કે બહુવચનમાં વપરાય છે એવું નથી. નામો સાથે વપરાયેલાં વિશેષણો પણ એકવચન કે બહુવચનમાં હોય છે. ફરીથી પાઠની શરૂઆતમાં આપેલાં ચિત્રો જુઓ. એક, બે, ત્રણ વગેરે વિશેષણો જ છે. નીચે આપેલાં નામોને એકવચન અને બહુવચન વાળાં વિશેષણો લગાડો.

| એકવચન | બહુવચન |
|---|---|
| ________ રંગ | ________ રંગો |
| ________ પથ્થર | ________ પથ્થરો |
| ________ પાંદડું | ________ પાંદડાંઓ |
| ________ સ્ત્રી | ________ સ્ત્રીઓ |
| ________ રજા | ________ રજાઓ |
| ________ ખુરશી | ________ ખુરશીઓ |

હવે નીચેનાં વાકયો વાંચો.

| | |
|---|---|
| હું રમું છું. | અમે રમીએ છીએ. |
| તું રમે છે. | તમે રમો છો. |
| તે રમે છે. | તેઓ રમે છે. |
| મને બોલાવજો. | અમને બોલાવજો. |
| તેને મોકલજો. | તેઓને મોકલજો. |

આ બધાં વાકયોમાં **હું, તું, અમે, તમે**, વગેરે શું છે? એ બધાં સર્વનામ છે એ તો તમને તરત સમજાશે. આ વાકયોમાંથી એકવચનનાં અને બહુવચનનાં સર્વનામ જુદાં પાડો. આ પ્રમાણે સર્વનામના ઉપયોગમાં પણ એકવચન કે બહુવચન આવે છે.

કેટલીકવાર એકવચનમાં હોય એવાં નામ બહુવચનની પેઠે વપરાય છે. પણ તેનું કાંઇક કારણ હોય છે. નીચેનાં વાકયોમાં એવું શું કારણ છે તે શોધી કાઢો.

(૧) અમારા ગુરુજી ભલા છે.

(૨) કાકાજી સવારે આવ્યા.

(૩) ગાંધીજી વિલાયત ગયા હતા.

(૪) શંકર મોટા દેવ છે.

આ બધાં નામોમાં માનને અર્થે એટલે **માનાર્થે બહુવચન** વપરાયું છે. એટલે ખરી રીતે એકવચન હોય ત્યાં પણ કેટલીકવાર માનાર્થે બહુવચન વપરાય છે.

**યાદ રાખો**

(૧) એકવચન એટલે એકની સંખ્યા અને બહુવચન એટલે એકથી વધારે સંખ્યા.

(૨) નામ, સર્વનામ અને વિશેષણ બધાંને એકવચન કે બહુવચન હોય છે.

(૩) કેટલીકવાર નામ કે સર્વનામ એકવચનમાં હોવા છતાં **માનાર્થે બહુવચન**માં વપરાય છે.

(૪) સંખ્યા ગણી ન શકાય એવાં નામોમાં એકવચન અને બહુવચનનો તફાવત જણાતો નથી.

---

# પાઠ ચોથો

## જાતિ



પુરુષ



સ્ત્રી



હાથી



હાથણી

ઉપરનાં ચિત્રો જુઓ. ડાબી બાજુનાં ચિત્રોમાં શું છે? (૧) પુરુષ (૨) હાથી. પુરુષની સામેના ચિત્રમાં શું છે? સ્ત્રી. હાથીની સામેના ચિત્રમાં શું છે? હાથણી.

પુરુષનું ચિત્ર અને તેની સામેનું સ્ત્રીનું ચિત્ર, એ બે ચિત્રોમાં તમને શો તફાવત દેખાય છે? તેવો જ તફાવત હાથી અને હાથણીના ચિત્રમાં છે કે નહિ? છે. આ તફાવત જાતિનો તફાવત કહેવાય છે. પુરુષ અને હાથીની એક જાતિ છે. તે બંને નર છે. સ્ત્રી અને હાથણીની એક જાતિ છે. તે બંને માદા એટલે નારી છે, એટલે પુરુષ અને હાથી એ નરજાતિના શબ્દો કહેવાય અને સ્ત્રી તથા હાથણી નારીજાતિના શબ્દો કહેવાય.

નીચેના ચિત્રોમાં જાતિનો તફાવત દેખાય તે પ્રમાણે શબ્દો મૂકો.





______ ______





______ ______

| નરજાતિ | નારીજાતિ |
|---|---|
| પુરુષ | સ્ત્રી |
| હાથી | હાથણી |
| સિંહ | સિંહણ |
| મોર | ઢેલ |

આ બધાં પ્રાણીઓમાં અને આવાં બીજાં પ્રાણીઓમાં જાતિનો જે તફાવત દેખાય છે તે કુદરતી છે એટલે શબ્દ બોલતાં કે સાંભળતાં જ આપણે તેની જાતિ ઓળખી શકીએ છીએ. નીચે આપેલા શબ્દોમાં નરજાતિ કે નારીજાતિના જે શબ્દની જગ્યા ખાલી હોય તે મૂકો.

| નરજાતિ | નારીજાતિ |
|---|---|
| બળદ | |
| | છોકરી |
| બાપ | |
| રાજા | |
| | પુત્રી |
| | મામી |
| | બકરી |
| કૂતરો | |

આ પ્રમાણે પ્રાણીઓની જાતિ આપણે સહેલાઈથી જાણી શકીએ છીએ. છતાં કેટલીક વાર શબ્દ એવી રીતે વપરાયો હોય છે કે આપણને જાતિની ખબર ન પડે. નીચેનાં વાક્યો જુઓ.

(૧) એક ઘેટું ખોવાયું.

(૨) પેલું છોકરું કોનું છે ?

(૩) પંખી ઊડી ગયું.

આ વાકયોમાં ઘેટું, છોકરું, પંખી એ ત્રણ શબ્દોની જાતિ ખબર પડે છે? એ શબ્દો નરજાતિના લાગે છે? ના. એ શબ્દો નારિજાતિના લાગે છે? ના. એ શબ્દોની જાતિ બેમાંથી એકે નથી. બેમાંથી એક=અન્યતર. એટલે આ ત્રણ અને આવા શબ્દોની જાતિ ન અન્યતર એટલે નાન્યતર (બેમાંથી એકે નહિ એવી) કહેવાય છે.

ખુરશી, છત્રી, તાળું, ટોપી, રોટલો, બરફી આ બધા શબ્દોને કુદરતી જાતિ છે કે નહિ તેનો વિચાર કરો. એ બધા શબ્દોને કુદરતી જાતિ નથી જ. છતાં ભાષામાં તો એવા શબ્દોને પણ જાતિ હોય છે. જીવવાળાં અને જીવ વગરનાં બધાં નામને જાતિ હોય છે.

ત્યારે **ખુરશી** શબ્દની જાતિ કઇ? ખુરશી વિશે કાંઇક બોલો. **ખુરશી પડી.** આ પ્રમાણે બોલતાં ખુરશી પુરુષ હોય તેમ આપણે ધારીએ છીએ? ના. તો તો **ખુરશી** પડ્યો એમ કહેવાય. ત્યારે ખુરશી સ્ત્રી હોય એમ આપણે બોલીએ છીએ? હા. કારણ કે **સ્ત્રી પડી** એમ કહેવાય. અને ખુરશી પુરુષ કે સ્ત્રી ન હોય તો આપણે શું કહીએ? **ખુરશી** પડ્યું એમ આપણે કહીએ. ત્યારે ખુરશી શબ્દની કઈ જાતિ છે તે હવે કહો. ખુરશી શબ્દ નારીજાતિનો છે એ ચોખ્ખું જણાઈ આવે છે. આ પ્રમાણે જે શબ્દ વાપરતાં આપણે પુરુષ જેવો તેનો ઉપયોગ કરીએ તે નરજાતિનો શબ્દ અને જે શબ્દ વાપરતાં સ્ત્રી જેવો તેનો ઉપયોગ કરીએ તે નારીજાતિનો શબ્દ. આ બેમાંથી એકે જેવો જેનો ઉપયોગ ન જણાય તે નાન્યતરજાતિનો શબ્દ કહેવાય.

શબ્દની જાતિ જાણવાનો એક બીજો ઉપાય જોઇએ. ખુરશી શબ્દની જાતિ આપણે જાણવાની છે. ખુરશી શબ્દની આગળ એક વિશેષણ મૂકો. પણ એ વિશેષણ જુદીજુદી જાતિના નામ આગળ

ફેરફાર પામે એવું લેજો. આપણી ભાષામાં ફેરફાર પામે અને ફેરફાર ન પામે એવાં બંને જાતનાં વિશેષણો છે.

| | | |
|---|---|---|
| ( નરજાતિ ) | સારો છોકરો | ખરાબ છોકરો |
| ( નારીજાતિ ) | સારી છોકરી | ખરાબ છોકરી |
| ( નાન્યતરજાતિ ) | સારું છોકરું | ખરાબ છોકરું |

આગળ વિશેષણ મૂકીને નીચે આપેલાં નામની જાતિ શોધી કાઢો.

| | |
|---|---|
| ——— દૂધ | ——— જાતિ |
| ——— દાળ | ——— જાતિ |
| ——— કાચ | ——— જાતિ |
| ——— વીંટી | ——— જાતિ |
| ——— દડો | ——— જાતિ |
| ——— મધ | ——— જાતિ |
| ——— ઝાડ | ——— જાતિ |

(૧) કમળાએ કહ્યું, "હું આવું છું."

(૨) નારણે કમળાને કહ્યું, "તું ઊભી રહેજે; હું આવું છું."

પહેલા વાકયમાં હું એટલે કોણ? કમળા. હું શબ્દની કઇ જાતિ? નારીજાતિ.

બીજા વાકયમાં તું એટલે કોણ ? કમળા. હું એટલે કોણ ? નારણ. હવે આ વાકયમાં તું અને હું એ શબ્દોની કઇ જાતિ છે તે કહો. અને હું અને તું એ શબ્દો સર્વનામ કહેવાય છે એ તો તમને યાદ જ હશે. આ પ્રમાણે સર્વનામને પણ જાતિ હોય છે. વાકયોના અર્થ ઉપરથી આપણે એ જાતિ સમજી શકીએ છીએ.

( ૧ ) તે સારો છોકરો છે.

( ૨ ) આ ભલી બાઈ છે.

( ૩ ) આ કૂવાનું પાણી ખારું છે.

આ ત્રણ વાકયોમાં સારો, ભલી, ખારું એ શબ્દો શું છે. એ બધાં વિશેષણો છે. વિશેષણો વાકયોમાં શું કામ કરે છે ? વિશેષણો નામ અથવા સર્વનામમાં વિશેષ એટલે વધારો બતાવે છે. એટલે વિશેષણો તો નામ અથવા સર્વનામ સાથે જોડાયેલાં જ હોય. વિશેષણોને જાતિ હોય ખરી ? હા. જે નામ કે સર્વનામ સાથે વિશેષણોનો સંબંધ હોય તે નામ કે સવનામની જાતિં તે જ વિશેષણોની જાતિ ગણાય છે.

**યાદ રાખો**

(૧) નરજાતિ, નારીજાતિ અને નાન્યતર જાતિ એ ત્રણ જાતિઓ છે.

(૨) જીવવાળાં અને જીવ વગરનાં બધાં નામને જાતિ હોય છે.

(૩) સર્વનામ અને વિશેષણને પણ જાતિ હોય છે.

(૪) નાન્યતર = ન અન્યતર = નરજાતિ અને નારીજાતિ બેમાંથી એક પણ નહિ તે.

# પાઠ પાંચમો

## વિભકિત અને તેના અર્થ



છોકરો મકાઈ ખાય છે.

ઉપર આપેલા વાકયમાં ક્રિયાપદ કયું છે તે કહો. ખાય છે.

ચિત્રમાં જુઓ અને ખાય છે ક્રિયાપદ સાથે છોકરો શબ્દને શો સંબન્ધ છે તે કહો. છોકરો ખાવાની ક્રિયા કરનાર શબ્દ છે. ત્યારે છોકરો ખાય છે ક્રિયાપદનો કર્તા કહેવાય. કર્તા કોને કહેવાય તે તો તમે શીખી ગયા છો. ક્રિયા કરનાર તે કર્તા.

મકાઈ શબ્દનો ખાય છે ક્રિયાપદ સાથે શો સંબન્ધ છે તે કહો. મકાઈ ખાય છે ક્રિયાપદનું કર્મ છે. કર્મ કોને કહેવાય તે પણ તમે શીખી ગયા છો.

આ પ્રમાણે કર્તા અને કર્મ બંનેનો ક્રિયાપદ સાથે સંબન્ધ હોય છે.

હું તમને જોઉં છું.

આ વાકયમાં હું શું છે? કર્તા. તમને શું છે? કર્મ.

આ પ્રમાણે કર્તા અને કર્મ આપણે ક્રિયાપદ સાથેના સંબન્ધથી ઓળખી શકીએ છીએ. ક્રિયાપદ સાથેનો નામ કે સર્વનામનો સંબન્ધ શું કહેવાય છે તે તમને ખબર છે? ક્રિયાપદ

સાથેના નામ કે સર્વનામના સંબન્ધને **વિભકિત** કહે છે. આવી બે વિભકિતઓ આપણે ઉપર જોઇ. (૧) કર્તા વિભકિત (૨) કર્મ વિભકિત. કર્તા વિભકિતને પહેલી વિભકિત અને કર્મ વિભકિતને બીજી વિભકિત કહે છે.

હવે બીજી વિભકિતઓ કેટલી છે તે જોઇએ.



**માણસ ચપ્પુથી સીસાપેન છોલે છે.**



**છોકરી ભીખારીને પૈસા આપે છે.**

ઉપરનાં બંને ચિત્રો જુઓ. એ ચિત્રો નીચે લખેલાં વાકયો વાંચો.

બંને વાકયોમાં પહેલી વિભકિતમાં કયો કયો શબ્દ છે તે કહો. (૧) માણુસ (૨) છોકરી. બંને વાકયોમાં બીજી વિભકિતમાં કયો કયો શબ્દ છે તે કહો. (૧) સીસાપેન (૨) પૈસા.

**માણસ ચપ્પુથી સીસાપેન છોલે છે.**

આ વાકયમાં કયા શબ્દનો સંબન્ધ આપણે જાણવાનો રહ્યો ? **ચપ્પુથી.**

ચપ્પુ શબ્દનો છોલવાની ક્રિયા સાથે શો સંબન્ધ છે તે કહો. ચપ્પુ છોલવાની ક્રિયાનું **સાધન** છે. સાધનને કરણ પણ કહેવામાં આવે છે. આ ત્રીજો સંબન્ધ આપણે જોયો. આને **ત્રીજી વિભકિત** કહે છે.

**છોકરી ભીખારીને પૈસો આપે છે.** આ વાકયમાં **ભીખારી** શબ્દનો ક્રિયા સાથે શો સંબન્ધ છે તે કહો. ભીખારીને ક્રિયા વડે કંઈક આપવામાં આવે છે. જેને કાંઇક આપવામાં કે કહેવામાં આવે તે **સંપ્રદાન** કહેવાય છે. આ ચોથો સંબન્ધ આપણે જોયો. આને **ચોથી વિભકિત** કહેવામાં આવે છે.

નીચેનાં વાકયોમાંથી પહેલી, બીજી ત્રીજી અને ચોથી વિભકિતના શબ્દો શોધી કાઢો.

(૧) આપણે આંખથી જોઇએ છીએ, નાકથી સુંઘીએ છીએ, અને કાનથી સાંભળીએ છીએ.

(૨) શિક્ષક બાળકોને વાર્તા કહે છે.

(૩) તમે અમને શું આપશો?

(૪) ખેડૂત હળથી જમીન ખેડે છે.

| પહેલી વિભકિત | બીજી વિભકિત | ત્રીજી વિભકિત | ચોથી વિભકિત |
|---|---|---|---|
| | | | |



પંખી હાથમાંથી ઊડી જાય છે.



માણસને માથે ટોપી છે.

ઉપરનાં બંને ચિત્રો જુઓ. એ ચિત્રોની નીચે લખેલાં વાકયો વાંચો.

**પંખી હાથમાંથી ઊડી જાય છે.**

આ વાક્યમાં **હાથમાંથી** એ શબ્દનો ક્રિયાપદ સાથે શો સંબન્ધ છે તે કહો. ક્રિયાને લીધે **હાથથી** પંખી છૂટું પડે છે. આવી છૂટા પડવાની ક્રિયાને **અપાદાન** પણ કહે છે. આ પાંચમો સંબન્ધ આપણે જોયો. આને **પાંચમી વિભકિત** કહે છે. ચોથી વિભકિતમાં **સંપ્રદાનનો** અર્થ છે અને પાંચમીમાં **અપાદાનનો** એ ભૂલતા નહિ. **સંપ્રદાનમાં** બેનું ભેગા થવાનું બને છે અને **અપાદાનમાં** બેનું છૂટા પડવાનું બને છે તે પણ તમારા ધ્યાનમાં આવ્યું હશે.

**માણસને માથે ટોપી છે.**

આ વાકયમાં **માથે** શબ્દનો ક્રિયા સાથે શો સંબન્ધ છે તે કહો. **માથે** શબ્દ ક્રિયાનું સ્થાન અથવા ઠેકાણું છે. સ્થાન અથવા ઠેકાણાને **અધિકરણ** કહે છે. આ છઠ્ઠો સંબન્ધ આપણે જોયો. પણ આ સંબન્ધને **સાતમી વિભકિત** કહે છે. આ પ્રમાણે વાકયમાં

વપરાયેલા નામ કે સર્વનામને ક્રિયાપદ સાથે આ છ જાતના સંબન્ધ હોય છે અને તે દરેક સંબન્ધ જદી જુદી વિભકિત છે. ફરીથી નોંધ કરીએ.

| | | |
|---|---|---|
| કર્તાનો સંબન્ધ | .... | પહેલી વિભકિત |
| કર્મનો સંબન્ધ | .... | બીજી વિભકિત |
| સાધનનો સંબન્ધ | .... | ત્રીજી વિભકિત |
| સંપ્રદાનનો સંબન્ધ | .... | ચોથી વિભકિત |
| અપાદાનનો સંબન્ધ | .... | પાંચમી વિભકિત |
| અધિકરણનો સંબન્ધ | .... | સાતમી વિભકિત |

આમાં છઠ્ઠી વિભકિત આવી નહિ તે તમે જોયું હશે. તેનું કારણ શું ? છઠ્ઠી વિભકિતને ક્રિયા સાથે એટલે ક્રિયાપદ સાથે કશો જ સંબન્ધ નથી માટે એને જુદી રાખીને જોઇએ.

ગોપાળનું ઘર બળી ગયું.

મારી ચોપડી ખોવાઈ ગઈ.

આ વાકયોમાં ગોપાળનું અને મારી એ બે શબ્દોને ક્રિયાપદ સાથે શો સંબન્ધ છે તેનો વિચાર કરો. આ શબ્દોને ક્રિયાપદ સાથે કશો પણ સંબન્ધ નથી. પણ ગોપાળનું એ શબ્દનો સંબન્ધ ઘર સાથે છે અને મારી શબ્દનો સંબન્ધ ચોપડી સાથે છે. આ સંબન્ધ છઠ્ઠી વિભકિત કહેવાય છે. આ પ્રમાણે બે નામ વચ્ચેનો અથવા નામ અને સર્વનામ વચ્ચેનો સંબન્ધ બતાવવાનું કામ છઠ્ઠી વિભકિત કરે છે.

તું સર્વનામ છે.

હાથ નામ છે.

તારો હાથ — આમ લખીએ એટલે તું અને હાથ એ બે વચ્ચેનો સંબન્ધ દર્શાવાય છે.

આ બધા સંબન્ધો અથવા વિભક્તિઓ દર્શાવવા માટે નામ કે સર્વનામમાં આપણે કોઇકવાર કાંઈક ફેરફાર અથવા ઉમેરો પણ કરીએ છીએ તે તમારા ધ્યાનમાં આવ્યું જ હશે. આવું જે કાંઈ ઉમેરવામાં આવે તે **પ્રત્યય** કહેવાય છે. વિભક્તિના અર્થ દર્શાવવા માટે પ્રત્યયો ઉપયોગી થાય છે. નીચેનાં વાક્યોમાંના શબ્દોમાં પ્રત્યયો કયા કયા છે તે બતાવો.

૧ **સૂર્યને** નમસ્કાર કરો.

૨ હું **ઘરમાં** જ રહીશ.

૩ આવતી **કાલથી** રજા છે.

૪ હું ડાબે **હાથે** લખું છું.

૫ તે **સૂરતથી** આવ્યો.

૬ તમે **કોને** ચોપડી આપી?

૭ **તેનો** પગ મરડાઈ ગયો.

ઉપરનાં વાક્યોમાં કાળા અક્ષરોમાં છાપેલા શબ્દોની કઈ વિભક્તિ છે તે કહો.

(૧) ______ (૪) ______

(૨) ______ (૫) ______

(૩) ______ (૬) ______

(૭) ______

**રાજા** શબ્દને પહેલી વિભક્તિમાં અને બીજી વિભક્તિમાં વાપરીને એક એક વાક્ય બનાવો.

(૧) ..........

(૨) ..........

**પગ શબ્દને ત્રીજી અને ચોથી વિભક્તિમાં વાપરી એક એક વાક્ય બનાવો.**

(૧) ..............................

(૨) ..............................

**આકાશ શબ્દને પાંચમી અને સાતમી વિભક્તિમાં વાપરી એક એક વાક્ય બનાવો.**

(૧) ..............................

(૨) ..............................

હું, ચોપડી, તમે—આ ત્રણ શબ્દોને છઠ્ઠી વિભક્તિમાં વાપરી જુદું જુદું વાક્ય બનાવો.

(૧) ..............................

(૨) ..............................

(૩) ..............................

**યાદ રાખો**

(૧) વિભક્તિ એટલે સંબન્ધ.

(૨) નામ અને સર્વનામનો એક બીજા સાથે નો સંબન્ધ બતાવનારી એક જ વિભક્તિ છે અને તે છઠ્ઠી વિભક્તિ.

(૩) નામ કે સર્વનામનો ક્રિયાપદ સાથેનો સંબન્ધ બતાવનારી છ વિભક્તિઓ છે; પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી અને સાતમી.

(૪) વિભક્તિઓ દર્શાવવા ઘણી વાર પ્રત્યયોની જરૂર પડે છે.

---

# પાઠ છઠ્ઠો

## ચાલો વાર્તા લખીએ

તમે વાર્તાઓ તો સાંભળી હશે; ઘણી વાર વાંચી પણ હશે. સાંભળેલી અથવા વાંચેલી વાર્તાઓ તમે બીજાને કહી પણ હશે. આજે આપણે પણ વાર્તા લખવાનો પ્રયત્ન કરીએ. નીચે આપેલાં ચિત્રો એક પછી એક જોતા જાઓ. બધાં જોઇ લો પછી દરેક ચિત્રમાં શું છે અને એ બધું ભેગું કરીએ તો શું થાય છે તેનો વિચાર કરો. પછી વાર્તા લખવા માંડો.



સિંહ વરુને પોતાનું મોઢું સુંઘાડે છે. શા માટે? મોઢું ગંધાય છે કે નહિ એ જાણવા.

વરુએ સાચો જવાબ આપ્યો: ‘હા’

વરુએ સાચો જવાબ આપ્યો તેનું પરિણામ શું આવ્યું તે જુઓ.





પછી સિંહને કૂતરો મળ્યો. એની એ જ વાત. કૂતરે ડરી જઇને જુઠ્ઠો જવાબ આપ્યો.

સિંહ તો વનનો રાજા. એ જુઠું પણ કેમ સાંખે! જુઓ પરિણામ.





પછી તો શિયાળ મળ્યું. એની એ જ વાત. પણ શિયાળ તો લુચ્ચું ને ચતુર. એણે એવો જવાબ આપ્યો કે સિંહથી કાંઇ ન થઈ શકે. શો જવાબ હશે!

હવે વાર્તા લખવાની શરૂઆત કરો.

એક હતો ____________________

____________________

____________________

____________________

____________________

____________________

____________________

# પાઠ સાતમો

## સર્વનામના પ્રકાર

રમેશઃ—બાબુ, હું રમવા જાઉં છું. તું આવે છે ?

બાબુઃ—હા, પણ ચંદુ આવશે કે નહિ ?

રમેશઃ—તે તો ક્યારનો ગયો.

આ વાક્યો જોઈ જાઓ. રમેશે **હું** શબ્દ કોને માટે વાપર્યો છે ? પોતાને જ માટે. હું શબ્દ સર્વનામ છે એ તો તમને ખબર છે. આ પ્રમાણે બોલનાર પોતા માટે જે સર્વનામ વાપરે તે **પહેલો પુરુષ સર્વનામ** કહેવાય. રમેશ **તું** શબ્દ કોને માટે વાપરે છે ? જેની સાથે તે વાત કરે છે તે બાબુ માટે. **તું** શબ્દ પણ સર્વનામ છે એ તમે જાણો છો. બોલનાર સામા માણસ માટે જે સર્વનામ વાપરે તે **બીજો પુરુષ સર્વનામ** કહેવાય. રમેશે **તે** શબ્દ કોને માટે વાપર્યો ? જેને વિશે તે વાત કરે છે તે ચંદુ માટે. **તે** શબ્દ પણ સર્વનામ છે એ તમે જાણો છો. બોલનાર જેને વિશે વાત કરતો હોય તેને માટે જે સર્વનામ વાપરે તે **ત્રીજો પુરુષ સર્વનામ** કહેવાય. અને પહેલો, બીજો અને ત્રીજો એમ ત્રણ પુરુષનો અર્થ બતાવનારાં સર્વનામ **પુરુષવાચક સર્વનામ** કહેવાય છે.

નીચે આપેલાં વાક્યોમાંથી પુરુષવાચક સર્વનામ શોધી કાઢો અને તે કયા કયા પુરુષનાં છે તે કહો.

(૧) અમે વહેલા ઊઠીએ છીએ.

(૨) તમારે મહેનત કરવી જોઇએ.

(૩) અમે જઇએ છીએ, આપ જરૂર આવજો.

(૪) આપણે સત્ય બોલવું જોઈએ.

(૫) તેઓ બધા આળસુ છે.

(૬) અમારું કામ અમે કરીશું.

(૭) તારાથી આટલો ભાર નહિ ઊંચકાય.



જો, પેલો દોડ્યો.

મારી ચોપડી ક્યાં છે ? આ રહી. પેલો અને આ બંને સર્વનામ છે એ તો તમે જાણો છો. એ સર્વનામ વાક્યમાં શું કામ કરે છે તેનો વિચાર કરો. એ સર્વનામ દેખાડવાનું–દર્શાવવાનું કામ કરે છે માટે **દર્શક સર્વનામ** કહેવાય છે. નીચેનાં વાક્યોમાં દર્શક સર્વનામ નીચે લાલ લીટી અને પુરુષવાચક સર્વનામ નીચે ભૂરી લીટી દોરો.

(૧) આ મારું ઘર છે, પેલું તમારું છે.

(૨) હા, એ જ અમારો દડો.

સર્વનામો નામને બદલે વપરાય છે એ તો તમે ધ્યાનમાં રાખ્યું જ હશે. પુરુષવાચક અને **દર્શક**, સર્વનામના એ બે પ્રકાર આપણે જોયા.

તમે શું ખાઓ છો ?

કોણ તોફાન કરતું હતું ?

આ વાકયોમાં શું અને કોણ એ બે સર્વનામ છે એ તો તમે જાણો છો. એ સર્વનામ વાકયમાં શો અર્થ બતાવે છે તે કહો. એ સર્વનામ સવાલ પૂછવાનો પ્રશ્નનો અર્થ બતાવે છે માટે **પ્રશ્નાર્થક સર્વનામ** કહેવાય છે. નીચે આપેલાં પ્રશ્નાર્થક સર્વનામ વાપરી વાકયો બનાવો:—કોણે, કોને, શામાં, શાથી.

(૧) ..............................

(૨) ..............................

(૩) ..............................

(૪) ..............................

પોતે, જાતે, પંડે — આ શબ્દો તમે જાણો છો? એ સર્વનામો છે. એ બધાં કેવી રીતે વપરાય છે તે દર્શાવો.

(૧) ..............................

(૨) ..............................

(૩) ..............................

આ સર્વનામો સ્વ એટલે પોતે—એવો અર્થ બતાવે છે માટે **સ્વવાચક સર્વનામ** કહેવાય છે.

હવે નીચેનાં વાકયો વાંચો.

(૧) બાપાજી, કોઈ આવ્યું છે.

(૨) આજે મેં કાંઈ ખાધું નથી.

(૩) સૈનિકોમાં કેટલાક ઘવાયા અને કેટલાક મરી ગયા.

આ વાકયોમાં કોઈ, કાંઈ, કેટલાક — એ શબ્દોનો કાંઈ ચોક્કસ અર્થ છે ખરો? ના. પણ એ બધા શબ્દો નામને બદલે વપરાયા છે માટે સર્વનામ તો છે જ. પણ તેમનો અર્થ નિશ્ચિત એટલે ચોક્કસ નથી માટે એ બધાં **અનિશ્ચિત સર્વનામ** કહેવાય છે.

નીચે આપેલાં વાકયો યોગ્ય શબ્દ મૂકી પૂરાં કરો.

(૧) જે ખાડો ખોદશે ——— પડશે.

(૨) ——— જાય જાવે તે પાછો ન આવે.

(૩) જેને બોલાવવો હોય ——— બોલાવો.

આ વાકયોમાં જે શબ્દની સાથે તે અને તે શબ્દની સાથે જે શબ્દ હમેશાં આવે છે. એ બંને પણ નામને બદલે વપરાતા હોઈ સર્વનામ જ છે. અર્થ દર્શાવવામાં હમેશાં આવો પરસ્પર સંબન્ધ રાખતાં સર્વનામ સંબન્ધી સર્વનામ કહેવાય છે.

સર્વનામને પણ નામની પેઠે જાતિ અને વચન હોય છે એ તો આપણે જોયું છે. વળી સર્વનામને વિભક્તિ પણ હોય છે એ વાકયોમાંના ઉપયોગ ઉપરથી તમે જાણી શકશો. નીચેનાં વાકયોમાં કાળા અક્ષરે છાપેલાં સર્વનામોનાં જાતિ, વચન અને વિભક્તિ કહો. તે બધાં કયા પ્રકારનાં સર્વનામ છે તે પણ કહો.

(૧) રમા બોલી:—**હું** તો નહિ આવું.

(૨) બાઈ, તમને **કોણ** બોલાવે છે ?

(૩) અમારે ત્યાં ઘણી કેરીઓ હતી; **કેટલીક અમે** ખાધી અને **કેટલીક** બગડી ગઈ.

(૪) આ દૂધ **શામાં** રેડવાનું છે ?

(૫) શાન્તા, **તેં કોને** ચોપડી આપી ?

(૬) **મારાથી આ** નહિ થાય.

(૭) **તમારું** નામ **શું** છે ?

(૮) મદારી **પોતે** દોરડા ઉપર ચડયો.

(૯) **જે** બન્યું **તે** કહો.

(૧૦) **આ** પણ સારું ગીત છે.

**યાદ રાખો**

(૧) પુરુષવાચક સર્વનામ, દર્શક સર્વનામ, પ્રશ્નાર્થક સર્વનામ, સ્વવાચક સર્વનામ, અનિશ્ચિત સર્વનામ, સંબન્ધી સર્વનામ — આ બધા સર્વનામના પ્રકારો છે.

(૨) સર્વનામને પણ જાતિ, વચન અને વિભક્તિ હોય છે.

(૩) વિભક્તિ દર્શાવવા સર્વનામને પણ નામની પેઠે પ્રત્યયો લાગે છે.

---

# પાઠ આઠમો

## વિશેષણના પ્રકાર

તમે સર્વનામ શીખી ગયા. સર્વનામના પ્રકારો પણ તમે જોયા; નીચે આપેલાં વાક્યો જુઓ.

(૧) **જે માણસ** માંદો હતો **તે** મરી ગયો.

(૨) **જે** માંદો હતો **તે માણસ** મરી ગયો.

પહેલા વાક્યમાં સર્વનામ કયું છે? **તે. જે** પણ સર્વનામ છે? ના. કારણ કે તેના પછી **માણસ** વિશેષ્ય છે. બીજા વાક્યમાં **જે** સર્વનામ છે અને **તે** વિશેષણ છે એ હવે તરત સમજાશે. ત્યારે આ બે વાક્યોમાં જે અને તે સર્વનામ તરીકે પણ વપરાયાં છે અને વિશેષણ તરીકે પણ વપરાયાં છે. સર્વનામ તરીકે **જે** અને **તે** કેવાં પ્રકારનાં છે? સંબન્ધી સર્વનામ. વિશેષણ તરીકે પણ આપણે તેમને સંબન્ધી વિશેષણ તરીકે ઓળખીશું. આ પ્રમાણે નામની સાથે વપરાયું હોય તે વિશેષણ અને નામને બદલે વપરાયું હોય તે સર્વનામ.

હવે નીચેનાં વાક્યો જુઓ.

(૧) તમે શું શોધો છો?

(૨) તમે કઈ ચોપડી શોધો છો?

પહેલા વાક્યમાં શું શબ્દ સર્વનામ છે. કેવું સર્વનામ? પ્રશ્નાર્થક સર્વનામ. બીજા વાક્યમાં કઇ શબ્દ પ્રશ્નાર્થક વિશેષણ છે.

(૧) હું તો **થોડુંક** ખાઈશ.

(૨) મને **થોડુંક પાણી** આપો.

આ બે વાક્યોમાં અનિશ્ચિત સર્વનામ અને અનિશ્ચિત વિશેષણ તરીકે કયો શબ્દ વપરાયો છે તે કહો.

તે જ પ્રમાણે દર્શક સર્વનામ અને દર્શક વિશેષણનો તફાવત નીચેનાં વાક્યોમાં બતાવો.

(૧) હું **આ ફળ** લઇશ ને તમને પેલું આપીશ.

આ પ્રમાણે સંબન્ધી, પ્રશ્નાર્થક, દર્શક અને અનિશ્ચિત એ પ્રકારો તો વિશેષણોમાં સર્વનામ જેવા જ છે. પણ વિશેષણની સાથે આગળ કે પાછળ વિશેષ્ય જોડાયેલું હોય છે અને સર્વનામ એકલું હોય છે એ ભૂલવું નહિ. નીચેનાં વાકયોમાં આ ચાર પ્રકારમાંથી કયા પ્રકારનું વિશેષણ અગર સર્વનામ વપરાયેલું છે તે કહો.

(૧) તમે શું બોલો છો? આવું તે બોલાય?

(૨) શી ઈચ્છાથી તમે આવ્યા છો?

(૩) મેં કેટલાંક ફળ ખરીદ્યાં. તેમાંથી થોડાં મારા ભાઈને આપ્યાં.

(૪) પેલો રમણિક આવે. પણ આ કોણ આવે છે!

(૫) આ કાચ કોણે ભાંગ્યો?

(૬) હું હમણાં કંઈ ખાતો નથી.

(૭) જેણે ચોરી કરી હતી તે માણસ પકડાયો નહિ.

પણ આ ઉપરાંત બીજા પ્રકારો વિશેષણના છે કે નહિ તે જોઇએ. નીચેનાં ચિત્રો જુઓ.



મોટો હાથી



પાંચ પાન

હાથી શબ્દને કયું વિશેષણ લગાડવામાં આવ્યું છે? મોટો. મોટો શબ્દ પ્રમાણનો ગુણ બતાવે છે. તે જ પ્રમાણે ભલો માણસ, રાતું ફૂલ, ઊંચો પર્વત, લાંબી નદી વગેરેમાં વિશેષણો એક કે બીજી રીતે ગુણ બતાવવાનું કામ કરે છે. આવાં બધાં વિશેષણો ગુણવાચક વિશેષણો કહેવાય છે.

બીજા ચિત્રમાં પાન શબ્દને કયું વિશેષણ લગાડવામાં આવ્યું છે? પાંચ. પાંચ શબ્દ તો સંખ્યા બતાવે છે એ સ્પષ્ટ જ છે. જે વિશેષણ સંખ્યા બતાવે તે સંખ્યાવાચક વિશેષણ કહેવાય છે. સાત દિવસ, ત્રણ ઋતુઓ, બાર મહિના, ચોવીસ કલાક—વગેરેમાં સંખ્યાવાચક વિશેષણો તરત જ ઓળખાઈ જાય છે. નીચેનાં વાકયોમાં ગુણવાચક વિશેષણો નીચે લાલ લીટી અને સંખ્યાવાચક વિશેષણો નીચે ભૂરી લીટી દોરો.

(૧) આ ગરીબ ભીખારીને મેં બે પૈસા આપ્યા.

(૨) માર્ચ મહિનામાં એકત્રીસ દિવસો છે.

(૩) ત્રીજા મહિનાને પાંચમે દિવસે અમારી પરીક્ષા શરૂ થશે.

(૪) હું એક નાનું કબાટ અને ત્રણ મોટી છબીઓ ખરીદી લાવીશ.

(૫) રમેશે ધોળું ખમીશ અને કાળો ડગલો પહેર્યાં છે.

ઉપર બતાવેલા વિશેષણોના બધા પ્રકાર ફરીને યાદ કરી જાઓ. તેમાંથી સર્વનામ જેવા કેટલા પ્રકાર છે તે પણ યાદ કરી જાઓ. આ બધા પ્રકાર કેવી રીતે સમજાય છે તેનો જરા વિચાર કરો. વિશેષણનો જેવો અર્થ હોય તે પ્રમાણે તેનો પ્રકાર નક્કી કરવામાં આવ્યો છે. ગુણનો અર્થ હોય તો ગુણવાચક, સંખ્યાનો અર્થ હોય તો સંખ્યાવાચક, દર્શાવવાનો અર્થ હોય તો દર્શક, પ્રશ્નનો અર્થ હોય તો પ્રશ્નાર્થક વગેરે. આ પ્રમાણે આ બધા

પ્રકાર વિશેષણોના અર્થ ઉપરથી નક્કી કરવામાં આવ્યા છે. પણ બીજા બે પ્રકાર એવા છે કે જે વિશેષણનું સ્વરૂપ કેવું છે તેના ઉપરથી નક્કી કરવામાં આવ્યા છે. નીચેનાં વાકયો જુઓ.

| વિકારી | અવિકારી |
|---|---|
| ડાહ્યો છોકરો | સાત છોકરા |
| ડાહ્યું છોકરું | સાત છોકરીઓ |
| ડાહી છોકરી | હુશિયાર છોકરો |
| પીળું ફૂલ | હુશિયાર છોકરી |
| પીળી ટોપી | હુશિયાર બાળક |
| પીળો કાગળ | મજબૂત લાકડું |
| | મજબૂત માણસ |

ડાબી બાજુનાં વિશેષણો જુઓ. એ બધાંના સ્વરૂપમાં કાંઇ ફેરફાર થાય છે? હા. વિશેષ્યની જાતિ કે વચન ફરે છે તો વિશેષણનું સ્વરૂપ પણ ફરે છે. આવા ફેરફારને વિકાર કહેવામાં આવે છે. અને જે વિશેષણોમાં વિકાર થાય તે વિકારી વિશેષણ. પણ દરેક વિકારી વિશેષણ એના અર્થ પ્રમાણે આગળ જણાવેલા કોઈ પણ પ્રકારનું હશે એ ધ્યાનમાં રાખવું. જમણી બાજુનાં વિશેષણો જુઓ. વિશેષ્યની જાતિ કે વચન ફરતાં છતાં વિશેષણોમાં ફેરફાર થતો નથી. આવાં વિશેષણો અવિકારી કહેવાય છે અને દરેક અવિકારી વિશેષણ અર્થ પ્રમાણે આગળ ગણાવેલા કોઇ એક પ્રકારનું હશે તે ભૂલવું નહિ. વિશેષણ વિકારી છે કે અવિકારી તે જાણવા તેની પાછળ જુદી જુદી જાતિ અને વચનવાળાં વિશેષ્ય મૂકી જુઓ.

નીચે આપેલાં નામ આગળ કહ્યા પ્રમાણે વિકારી કે અવિકારી વિશેષણ મૂકો અને અર્થ પ્રમાણે તે કયા પ્રકારનું છે તે કહો.

| | |
|---|---|
| ——— નદી ( વિકારી ) | ——— પાણી ( અવિકારી ) |
| ——— ફળ (અવિકારી) | ——— કેળું ( વિકારી ) |
| ——— ગાય (અવિકારી) | ——— ઘર ( વિકારી ) |
| ——— કાગળ ( વિકારી ) | ——— છબી ( અવિકારી ) |
| ——— રાજા (અવિકારી) | ——— બાળકો ( વિકારી ) |

(૧) હું **સારું** પુસ્તક વાંચું છું

(૨) હું **સારાં** પુસ્તકો વાંચું છું

આ બે વાક્યોમાં એકનું એક વિશેષણ વપરાયું છે. એ વિશેષણને નામ કે સર્વનામની પેઠે જાતિ છે કે નહિ તેનો વિચાર કરો. વિશેષ્યની જાતિ તે જ વિશેષણની જાતિ. અહીં વિશેષ્ય–પુસ્તક નાન્યતર જાતિનું છે માટે વિશેષણની પણ નાન્યતર જાતિ. વિશેષણને વચન છે કે નહિ ? હા. પહેલા વાક્યમાં એકવચન અને બીજા વાક્યમાં બહુવચન છે અને તે પણ વિશેષ્યના વચન પ્રમાણે જ. વિભક્તિ છે કે નહિ તેનો વિચાર કરો. વિશેષણનો સીધો સંબન્ધ તો વિશેષ્ય સાથે જ હોય છે માટે વિશેષ્યની જે વિભકિત તે જ વિશેષણની વિભકિત ગણાય છે. આ પ્રમાણે વિશેષ્યનાં જે જાતિ, વચન અને વિભકિત હોય તે જ વિશેષણનાં પણ ગણવાં.

નીચે આપેલાં વાકયોમાં જે વિશેષણો નીચે લીટી દોરેલી છે તે બધાંના જાતિ, વચન અને વિભકિત કહો.

(૧) સારા માણસો જૂઠું બોલતા નથી.

(૨) મહેનતુ છોકરીઓ પરીક્ષાથી ડરતી નથી.

(૩) હું ઊંડા પાણીમાં ઊતર્યો.

(૪) તમે <u>કઈ</u> ચોપડી લીધી ?
(૫) હું <u>આ</u> હાથે લખું છું.
(૬) <u>ચાર</u> ઘોડા દોડી ગયા.
(૭) <u>સાતમા</u> છોકરાને બોલાવો.

<u>યાદ રાખો.</u>

(૧) વિશેષણ વાક્યમાં વિશેષ્ય સાથે જોડાયેલું હોય છે; સર્વનામ નામને બદલે સ્વતંત્ર વપરાયેલું હોય છે.

(૨) વિશેષણના પ્રકારો અર્થ ઉપરથી પણ પડે છે અને સ્વરૂપ ઉપરથી પણ પડે છે.

(૩) વિશેષણને પણ નામ અને સર્વનામની પેઠે જાતિ, વચન અને વિભક્તિ હોય છે. પણ જે જાતિ, વચન અને વિભક્તિ વિશેષ્યનાં તે જ વિશેષણનાં સમજવાં.

# પાઠ નવમો

## ક્રિયાપદના પ્રકાર

(૧) હું ખાઉં છું.

(૨) હું ફળ ખાઉં છું.

બીજા વાકયમાં પહેલા વાકય કરતાં કયો શબ્દ વધારે છે ? ફળ. ફળ શબ્દનો ક્રિયાપદ સાથે શો સંબન્ધ છે તે કહો. ફળ ખાઉં છું ક્રિયાપદનું કર્મ છે. જે ક્રિયાપદને કર્મ હોય તે કેવું કહેવાય ? સકર્મક ક્રિયાપદ. નીચે આપેલાં વાકયોમાં કર્મ મૂકી શકાય છે કે નહિ તે જુઓ.

(૧) આપણે ઊંઘીએ છીએ.

(૨) ઈશ્વર દયાળુ છે.

(૩) ગાડી ચાલે છે.

આ વાકયોમાં જે ક્રિયાપદો છે તેને કર્મ નહિ મૂકાય. કારણ કે એ બધાં કર્મ ન લઇ શકે એવાં એટલે અકર્મક ક્રિયાપદો છે. કોઇવાર સકર્મક ક્રિયાપદો પણ કર્મ વગર વપરાય છે તે ધ્યાનમાં રાખવું.

નીચે આપેલાં વાકયોમાં કર્મ શોધી કાઢો અને કર્મ ન હોય ત્યાં ક્રિયાપદ અકર્મક છે કે સકર્મક તે કહો.

(૧) તમે બજારમાં જાઓ છો ?

(૨) કવિ કવિતાઓ રચે છે.

(૩) કિશોર વાંચે છે.

(૪) હમેશાં સાચું જ બોલજો.

( ૫ ) રમેશ શું કરે છે ?

( ૬ ) માછલાં પાણીમાં રહે છે.

( ૭ ) સિંહ વનનો રાજા છે.

નીચે આપેલાં બે વાકયો જુઓ અને તે બંનેમાં કર્મ શું છે તે કહો.

(૧) રાજા તેને પ્રધાન બનાવશે.

(૨) શિક્ષક અમને ઇતિહાસ શીખવે છે.

પહેલા વાકયમાં કર્મ શું છે ? પ્રધાન. બીજા વાકયમાં કર્મ શું છે ? ઇતિહાસ. પહેલા વાકયમાં **તેને** અને બીજા વાકયમાં **અમને** એ શબ્દો કઈ વિભકિતમાં છે ? વિભકિતઓનો વિચાર કરતાં એ બંને શબ્દો ચોથી વિભકિતના કહેવાય, છતાં એ બે શબ્દો બીજી વિભકિતના એટલે કર્મ પણ ગણી શકાય. કારણ કે કેટલાંક ક્રિયાપદો એવાં છે કે જે બે કર્મ સાથે સંબન્ધ ધરાવી શકે અને તેવાં ક્રિયાપદોને દ્વિકર્મક ક્રિયાપદો કહે છે. આવાં બે કર્મો હોય ત્યારે જે કર્મનો ક્રિયાપદ સાથે સીધો સંબન્ધ હોય તે મુખ્ય કર્મ અને જે કર્મનો તેવો સીધો સંબન્ધ ન હોય તે ગૌણ કર્મ કહેવાય છે. ઉપરનાં બંને વાકયોમાં મુખ્ય કર્મ કયાં છે ? પહેલા વાકયમાં **પ્રધાન** અને બીજા વાકયમાં **ઇતિહાસ**. ગૌણ કર્મ કયાં છે ? પહેલા વાકયમાં **તેને** અને બીજા વાકયમાં **અમને**.

બે કર્મ મૂકી નીચેનાં ક્રિયાપદો વાકયમાં વાપરો.

( ૧ ) **પૂછે છે.** ( ૨ ) **બતાવશે.** ( ૩ ) **ધારતા હતા.** ( ૪ ) **ગણીશું.** ( ૫ ) **નીમ્યો હતો.**

( ૧ ) ......................................................

( ૨ ) ......................................................

( ૩ ) ..............................................................................

( ૪ ) ..............................................................................

( ૫ ) ..............................................................................

ક્રિયાનું ફળ અથવા પરિણામ જેના સંબન્ધમાં આવે તે જ કર્મ એ ભૂલવું નહિ. ક્રિયાપદનો અધૂરો રહેલો અર્થ પૂરો કરવા માટે જ જે શબ્દ વપરાય અને જેના ઉપર ક્રિયાના ફળ અથવા પરિણામની અસર ન થતી હોય તેવા શબ્દને ક્રિયાપૂરક કહેવામાં આવે છે. ક્રિયાપૂરક અને કર્મ વચ્ચેનો આ તફાવત ધ્યાનમાં રાખવો. નીચે આપેલાં વાકયોમાં કર્મ નીચે લાલ લીટી અને ક્રિયાપૂરક નીચે ભૂરી લીટી દોરો.

( ૧ ) હું અરવિંદને ઓળખું છું.

( ૨ ) સિંહ પશુઓનો રાજા ગણાય છે.

( ૩ ) મનોરમા દાકતર થશે.

( ૪ ) તમે શું લાવ્યા ?

( ૫ ) રાજા પોતાના પ્રધાનને જુઠ્ઠો માનતો હતો.

નીચે આપેલાં બે વાકયો જુઓ અને બંનેના ક્રિયાપદોના અર્થનો વિચાર કરો.

( ૧ ) લોકોએ ચોરને **માર્યો.**

( ૨ ) લોકોએ ચોરને **મારી નાખ્યો.**

**માર્યો** એ શબ્દમાં એક જ ક્રિયાપદ વપરાયેલું છે. **મારી નાખ્યો** એ શબ્દમાં બે ક્રિયાપદ જોડાયેલાં છે. **માર્યો** એટલે શું અને **મારી નાખ્યો** એટલે શું તેનો પણ વિચાર કરો. બંનેના અર્થમાં કાંઈ ફેર છે કે નહિ ? શો ફેર છે તે બતાવો. **મારી નાખ્યો**—એમાં બે ક્રિયાપદો જોડાયેલાં છે, છતાં આખો અર્થ તો એક જ નીકળે છે. આવી રીતે જોડાયેલાં ક્રિયાપદોનું બનેલું જે ક્રિયાપદ હોય તે સંયુકત

ક્રિયાપદ કહેવાય. નીચે આપેલાં વાકયોમાં સંયુકત ક્રિયાપદોનો શો અર્થ છે તે સમજાવો.

( ૧ ) તમે જમી લીધું ?
( ૨ ) તમને જેટલું યાદ હોય તેટલું બોલી જાઓ.
( ૩ ) બાબુ દવા પી ગયો.
( ૪ ) ઘરમાં અનાજ થઈ રહ્યું છે.
( ૫ ) હું તમને સીસાપેન છોલી દઇશ.
( ૬ ) અરે ! તું અહીં કયાંથી ફૂટી નીકળ્યો ?
( ૭ ) તેઓ સાંજ સુધીમાં પાછા આવી જશે.

બે અકર્મક, બે સકર્મક, બે દ્વિકર્મક અને બે સંયુકત ક્રિયાપદ વાપરી વાકયો બનાવો.

| અકર્મક | સકર્મક |
|---|---|
| (૧) | (૧) |
| (૨) | (૨) |

| દ્વિકર્મક | સંયુકત |
|---|---|
| (૧) | (૧) |
| (૨) | (૨) |

**યાદ રાખો**

(૧) જે ક્રિયાપદને બે કર્મ હોય તે દ્વિકર્મક ક્રિયાપદ કહેવાય છે.

(૨) સાચું કર્મ મુખ્ય કર્મ કહેવાય છે અને વધારાનું કર્મ ગૌણ કર્મ કહેવાય છે.

(૩) ઘણા વાકયોમાં ગૌણ કર્મને સંપ્રદાન ગણી શકાય તેમ હોય છે. તે વખતે ક્રિયાપદને દ્વિકર્મક નહિ પણ સકર્મક ગણવું.

(૪) સંયુકત ક્રિયાપદ બે ક્રિયાપદો મળીને બને છે, છતાં તેમાંથી અર્થ તો એક જ નીકળે છે.

(૫) કર્મ અને ક્રિયાપૂરક એક નથી.

# પાઠ દશમો

## ક્રિયાપદના કાળ અને અર્થ

(૧) હું ચંદુ સાથે નિશાળે જાઉં છું.

(૨) હું ગઈ કાલે પણ તેની સાથે ગયો હતો.

(૩) હું આવતી કાલે પણ તેની સાથે જઈશ.

ઉપર આપેલાં ત્રણે વાકયોનાં ક્રિયાપદ જુઓ. એ ક્રિયાપદોથી કઈ ક્રિયા થવાનું તમે સમજી શકો છો? જાઉં છું, ગયો હતો, જઈશ —એ ત્રણે ક્રિયાપદોથી એક જ ક્રિયા — જવાની ક્રિયા સમજાય છે. હવે, એ જવાની ક્રિયા થવાનો સમય ત્રણે વાકયોમાં એકસરખો છે કે નહિ તેનો વિચાર કરો.

પહેલા વાકયમાં જવાની ક્રિયા કયારે થાય છે? હમણાં થાય છે.

બીજા વાકયમાં જવાની ક્રિયા કયારે થાય છે? જે સમય ગયો તેમાં થઈ ગઈ.

ત્રીજા વાકયમાં જવાની ક્રિયા કયારે થાય છે? હવે જે સમય આવશે તેમાં થવાની છે.

સમયને માટે કાળ શબ્દ વપરાય છે. આ ત્રણે વાકયોમાં ક્રિયાનો કાળ જુદો જુદો છે એ હવે તમને સમજાશે. એ ત્રણે કાળ માટે નીચે પ્રમાણે નામો આપવામાં આવે છે.

હમણાં થતી હોય તે ક્રિયાનો —વર્તમાન કાળ.

હમણાંના પહેલાના વખતમાં થઇ ગઇ હોય તે ક્રિયાનો— ભૂતકાળ.

હમણાંના પછીના વખતમાં થવાની હોય તે ક્રિયાનો— **ભવિષ્યકાળ.**

આ પ્રમાણે ક્રિયાપદમાં કયા કાળનો અર્થ છે તે આપણે સમજી શકીએ છીએ. નીચે આપેલાં વાકયોમાં આ ત્રણમાંથી કય કાળમાં ક્રિયાપદો વપરાયાં છે તે બતાવો.

(૧) અમે જમીએ છીએ. ( )

(૨) તમે પેલી ચોપડી વાંચી? ( )

(૩) પેલી ગાય આવે; ( )

બાજુએ ખસી જાઓ. ( )

(૪) અમે નાટક જોવા જવાના છીએ. ( )

(૫) મારો ભાઈ વિલાયત ગયો. ( )

(૬) તેઓ પરમ દિવસે આવશે. ( )

હવે નીચે આપેલાં વાકયો જુઓ. અને ક્રિયાપદો કયા કાળનાં છે તેનો વિચાર કરો.

(૧) હું તમારી સાથે આવું છું.

(૨) હું તમારી સાથે આવું પણ ખરો.

(૩) હું તમારી સાથે આવું?

(૪) હું તમારી સાથે આવું તો બહુ મજા પડે.

(૫) તું અમારી સાથે આવ—એમ તમે કહ્યું એટલે હું આવું છું.

આ બધાં વાકયોમાં ક્રિયા થતી હોય એવું તો માત્ર પહેલા વાકયમાં જ છે. કયારે આવું છું? હમણાં. માટે વર્તમાન કાળ તો છે જ. પણ તે સાથે આવવાની ક્રિયા થાય છે એવો ચોકસ અર્થ નીકળે છે, એવો નિશ્ચય થઈ શકે છે માટે ક્રિયાપદમાં વર્તમાન કાળ સાથે **નિશ્ચયાર્થ** છે એમ સમજવાનું.

બીજું વાકય લઈએ.

**હું તમારી સાથે આવું પણ ખરો.**

આ વાકયમાં ક્રિયા થાય છે? ના. ક્રિયા થાય પણ ખરી અને ન પણ થાય એવી શંકાનો એટલે **સંશયનો અર્થ** છે માટે અહીં વર્તમાનકાળ સાથે **સંશયાર્થ** છે.

ત્રીજું વાકય લઈએ.

**હું તમારી સાથે આવું?**

આ વાકયમાં ક્રિયા માટે સવાલ એટલે **પ્રશ્ન** પૂછવામાં આવેલો છે માટે અહીં વર્તમાનકાળ સાથે **પ્રશ્નાર્થ** છે.

ચોથું વાકય લઈએ.

**હું તમારી સાથે આવું તો બહુ મજા પડે.**

આ વાકયમાં એક ક્રિયા થાય તો બીજી ક્રિયા થાય એવી શરત એટલે **સંકેત** છે માટે અહીં વર્તમાનકાળ સાથે **સંકેતાર્થ** છે.

પાંચમું વાકય લઈએ.

**તું અમારી સાથે આવ.**

આ વાકયમાં ક્રિયા કરવાનો હુકમ એટલે **આજ્ઞા** છે માટે અહીં વર્તમાનકાળ સાથે **આજ્ઞાર્થ** છે. આ આજ્ઞાર્થ સાથે એક બીજો અર્થ પણ લક્ષમાં રાખવો. તેને **વિધ્યર્થ** કહે છે. વિધિ એટલે પણ આજ્ઞા. નીચેના વાકયોમાં વિધ્યર્થ છે.

( ૧ ) તમારે રોજ વહેલા ઊઠવું.

( ૨ ) રોજ ઊઠીને પ્રાર્થના કરવી.

( ૩ ) આપણો વાંક હોય તો પણ સત્ય બોલવું.

વિધ્યર્થ પણ આજ્ઞાર્થ જેવો અર્થ દર્શાવે છે તે લક્ષમાં રાખવું. પણ આ ઉપરાંત આજ્ઞાર્થમાં બીજા અર્થોનો પણ સમાવેશ થાય છે.

( ૧ ) તેમનું ભલું થાઓ.

( ૨ ) ઇશ્વર, અમને બુદ્ધિ દેજે.

( ૩ ) અમને ખાવાનું આપો.

( ૪ ) તમારે જવું હોય તો જજો.

પહેલા વાકયમાં કયો અર્થ છે ? આશીર્વાદ.

બીજા વાકયમાં કયો અર્થ છે ? પ્રાર્થના.

ત્રીજા વાકયમાં કયો અર્થ છે ? વિનંતિ.

ચોથા વાકયમાં કયો અર્થ છે ? મંજૂરી.

પણ આ બધા અર્થનો આજ્ઞાર્થમાં સમાવેશ કરવામાં આવે છે. નહિતર તો આ પ્રમાણે કેટલા ય અર્થો નીકળે. એટલે ઉપર ગણાવેલા **નિશ્ચયાર્થ, સંશયાર્થ, પ્રશ્નાર્થ, સંકેતાર્થ, આજ્ઞાર્થ** અને **વિધ્યર્થ** એટલા અર્થો લક્ષમાં રાખવા. આ પ્રમાણે કાળ અને અર્થ બંને ક્રિયાપદ ઉપરથી સમજાય છે. આ તો આપણે વર્તમાનકાળનાં ક્રિયાપદો જોયાં. ભૂતકાળનાં અને ભવિષ્યકાળનાં ક્રિયાપદોમાં પણ જુદા જુદા અર્થ હોય છે તે નીચે આપેલાં વાકયો વાંચતાં સમજાશે.

( ૧ ) ગણુપત ઈંદોરથી આવ્યો ?

( ૨ ) અમે આબુ ગયાં હતા.

( ૩ ) તમે અમારી સાથે આવશો ?

( ૪ ) તમે આવશો તો બહુ મજા પડશે.

( ૫ ) તમે આવ્યા હોત તો બહુ મજા પડી હોત.

( ૬ ) હું આવતી કાલે ભાષણ કરીશ.

( ૭ ) હું બનતાં સુધી આજે અમદાવાદ જઇશ.

( ૮ ) ઘણે ભાગે તમારી ગાડી તો ઉપડી ગઇ.

( ૯ ) તમે આવ્યા ને તોફાન થયું.

(૧૦) વરસાદ પડશે તો અનાજ થશે.

ઉપર આપેલાં વાકયોમાંનાં ક્રિયાપદના કાળ અને અર્થ લખો.

<u>યાદ રાખો</u>

(૧) ક્રિયા થતી હોય કે હમણાં જ થવાની હોય ત્યારે **વર્તમાનકાળ**, પહેલાં ક્રિયા થઇ ગઇ હોય ત્યારે **ભૂતકાળ** અને ક્રિયા હવે પછી થશે એવી હોય ત્યારે **ભવિષ્યકાળ** કહેવાય.

(૨) ક્રિયાપદમાં કાળ સાથે અર્થ પણ હોય છે.

(૩) નિશ્ચયાર્થ, સંશયાર્થ, પ્રશ્નાર્થ, સંકેતાર્થ, આજ્ઞાર્થ, વિધ્યર્થ એ બધા મુખ્ય અર્થો છે.

# પાઠ અગિયારમો

## પ્રયોગ

| | |
|---|---|
| ૧ હું ફળ ખાઉં છું. | હું કેરી ખાઉં છું. |
| ૨ રામ ફળ ખાય છે. | રામ કેળાં ખાય છે. |
| ૩ અમે ફળ ખાઇએ છીએ. | અમે રોટલો ખાઇએ છીએ. |
| ૪ તમે ફળ ખાઓ છો. | તમે માખણ ખાઓ છો. |

ડાબી બાજુનાં વાકયો જુઓ. પહેલા વાકયમાં કર્તા શું છે? હું. ક્રિયાપદ શું છે? ખાઉં છું. બીજા વાક્યમાં કર્તા શું છે? રામ. ક્રિયાપદ શું છે? ખાય છે. એટલે કર્તા ફરવાથી ક્રિયાપદનું રૂપ પણ ફર્યું. ત્રીજા વાકયમાં અને ચોથા વાકયમાં પણ કર્તા ફરવાથી ક્રિયાપદનું રૂપ ફરેલું છે એ તરત દેખાશે. આ ચાર વાકયમાં કર્મ શું છે તે કહો. કર્મ તો દરેક વાકયમાં ફળ શબ્દ જ છે. હવે સામેના વાકયમાં કર્મ ફેરવેલું છે તે જુઓ. અને આ વાકયોમાં ફળને બદલે બીજો ગમે તે શબ્દ કર્મ તરીકે મૂકી જુઓ. કર્મ ફેરવવાથી ક્રિયાપદનું રૂપ ફરે છે? ના. કર્તા ફેરવાથી ક્રિયાપદનું રૂપ ફરે છે? હા. તેનું કારણ શું? કારણ એ કે આ બધાં વાકયોની રચનામાં ક્રિયાપદ કર્તાને તાબે છે. એટલે કર્તાને આવી રચનાઓમાં ક્રિયાનો નાથ એટલે ક્રિયાનાથ કહેવામાં આવે છે. અને જે વાકયમાં ક્રિયાનાથ કર્તા હોય તે વાકયની રચના કર્તરિ પ્રયોગ કહેવાય છે. કર્તરિ એટલે કર્તાના અર્થમાં અને પ્રયોગ એટલે વાકયરચના. કર્તાને તાબે થઇને ચાલતા ક્રિયાપદ વાળી વાકયરચના તે કર્તરિ પ્રયોગ.

નીચે આપેલા વાકય ઉપરથી કર્તા ફેરવીને બીજાં ચાર વાકયો બનાવો અને તેમ કરતાં ક્રિયાપદ ફરે છે કે નહિ તે જુઓ.

૧ બાળક દૂધ પીતું હતું.

૨ ..........

૩ ..........

૪ ..........

૫ ..........

નીચે આપેલા વાકય ઉપરથી કર્મ ફેરવીને બીજાં ચાર વાકયો બનાવો અને તેમ કરતાં ક્રિયાપદ ફરે છે કે નહિ તે જુઓ.

૧ તમે ચોપડી ખરીદશો ?

૨ ..........

૩ ..........

૪ ..........

૫ ..........

હવે બીજાં કેટલાંક વાકયો લઇએ. એ બધાં વાકયોમાં ક્રિયાપદ શા માટે ફરે છે તે શોધી કાઢો.

| | |
|---|---|
| ૧ રામથી ફળ ખવાયું. | છોકરીથી ફળ ખવાયું. |
| ૨ રામથી કેરી ખવાઇ. | અમારાથી ફળ ખવાયું. |
| ૩ રામથી રોટલો ખવાયો. | તારાથી ફળ ખવાયું. |
| ૪ રામથી કેળાં ખવાયા. | કેશવથી ફળ ખવાયું. |

ડાબી બાજુનાં વાકયોમાં ક્રિયાપદના રૂપમાં ફેરફાર થયો છે તેનું કારણ શું ? જેનાથી ખાવાની ક્રિયા થાય છે તે કર્તા ફરેલો છે ?

ના. કર્મ ફરેલું છે? હા. અને કર્મ ફર્યું તે પ્રમાણે ક્રિયાપદનુ રૂપ ફર્યું છે. જમણી બાજુનાં વાકયોમાં કર્મ નથી ફર્યું એટલે ક્રિયાપદનું રૂપ પણ નથી ફર્યું; પછી કર્તા ભલે ફર્યા કરે. આ પ્રમાણે આ બધાં વાકયોની રચનામાં ક્રિયાપદ કર્મને તાબે છે. એટલે આવી રચનામાં કર્મને ક્રિયાનાથ કહેવામાં આવે છે અને જે વાકયમાં ક્રિયાનાથ કર્મ હોય તે વાકયની રચના કર્મણિ પ્રયોગ કહેવાય છે. કર્મણિ એટલે કર્મના અર્થમાં અને પ્રયોગ એટલે વાકયરચના. કર્મને તાબે થઈને ચાલતા ક્રિયાપદવાળી વાકયરચના **તે કર્મણિ પ્રયોગ.**

નીચે આપેલાં વાકયોમાં કર્તરિ પ્રયોગનાં કયાં છે અને કર્મણિ પ્રયોગનાં કયાં છે તે જણાવો.

(૧) તમે શું લાવ્યા? (૨) રામ વનમાં ગયા હતા.
(૩) મેં આ દાખલો કર્યો છે. (૪) ઈશ્વર દયાળુ છે.
(૫) આ કાચ કોણે ભાંગ્યો છે? (૬) રમા નિશાળે આવી નથી.
(૭) ન્યાયાધીશ ચોરને દંડે છે. (૮) વાંદરા ઝાડ ઉપર ચડે છે.
(૯) તેણે ચોપડી ખરીદી. (૧૦) મજુરોએ સામાન ઉપાડયો.

હવે જેમાં ક્રિયાપદ ફરે જ નહિ એવાં કેટલાંક વાકયો જોઈએ. આ વાકયોમાં ક્રિયાપદ ફરતું નથી તેનું કારણ શોધી કાઢો.

| | |
|---|---|
| મારાથી દોડાય છે. | બાળકોએ વહેલા ઊઠવું |
| રમાથી દોડાય છે. | રમેશે વહેલા ઊઠવું |
| રમેશથી દોડાય છે. | તમારે વહેલા ઊઠવું |
| અમારાથી દોડાય છે. | સૌએ વહેલા ઊઠવું |

આ બધાં વાકયો જુઓ. (૧) મારાથી દોડાય છે, (૨) બાળકોએ વહેલા ઊઠવું — આ વાકયોમાં કર્તરિ પ્રયોગ છે? ના. કર્મણિ પ્રયોગ તો હોઈ જ શકે નહિ કારણ કે કર્મ જ વપરાયેલું નથી. આ

બધાં વાકયોમાં ક્રિયાપદ કર્તાને કે કર્મને તાબે નથી પણ સ્વતંત્ર છે. દોડાય છે એટલે દોડવાની ક્રિયા થાય છે એમ ક્રિયાનો ભાવ જ આ વાકયોમાં મુખ્ય છે માટે ક્રિયાપદ ફરતું નથી. આ પ્રમાણે જે વાકયોની રચનામાં ક્રિયાનો ભાવ મુખ્ય હોય તે રચનાને ભાવે પ્રયોગ કહે છે. ભાવે એટલે ભાવના અર્થમાં અને પ્રયોગ એટલે વાકયરચના. આવી રચનાઓમાં કર્મની જરૂર જ પડતી નથી એટલે કાં તો અકર્મક ક્રિયાપદો જ વપરાય છે અથવા સકર્મક ક્રિયાપદો કર્મ વગર જ વપરાય છે. આવાં વાકયોમાં ક્રિયાનાથ ભાવને ગણવામાં આવે છે.

નીચે આપેલાં વાકયોમાં કર્તરિ પ્રયોગ, કર્મણિ પ્રયોગ અને ભાવે પ્રયોગ એ ત્રણમાંથી જે પ્રયોગ હોય તે બાજુમાં આપેલા કૌંસમાં લખો.

(૧) પટાવાળો ઘંટ વગાડતો હતો. ( )

(૨) મેં આજે કાંઈ ખાધું નથી. ( )

(૩) બાળકો, તમારે અસત્ય બોલવું નહિ. ( )

(૪) કોણ આવ્યું ? ( )

(૫) અમે ગિલ્લીદંડા રમતા હતા. ( )

(૬) તેણે હિમાલય જોયો છે. ( )

(૭) મારાથી દાતણ ચવાતું નથી. ( )

(૮) આંધળા ભીખારીને દેખાતું નથી. ( )

(૯) અમે નદીમાં પડ્યા. ( )

(૧૦) યંત્ર વડે બહેરાથી પણ સંભળાય. ( )

**યાદ રાખો**

(૧) પ્રયોગ એટલે વાક્ય રચના.

(૨) કર્તરિ પ્રયોગમાં કર્તા મુખ્ય હોય છે એટલે ક્રિયાપદ કર્તા પ્રમાણે ફરે છે.

(૩) કર્મણિ પ્રયોગમાં કર્મ મુખ્ય હોય છે એટલે ક્રિયાપદ કર્મ પ્રમાણે ફરે છે.

(૪) ભાવે પ્રયોગમાં ભાવ એટલે ક્રિયા મુખ્ય હોય છે માટે ક્રિયાપદ સ્વતંત્ર હોય છે અને ફરતું નથી.

(૫) જે મુખ્ય હોય તે ક્રિયાનાથ કહેવાય.

---

# પાઠ બારમો

## ચાલો વાર્તા લખીએ

આગળ એક વાર્તા તમે લખી ગયા. હવે બીજી વાર્તા લખવાનો પ્રયત્ન કરો. નીચે પાંચ ચિત્રો આપેલાં છે. એ દરેક ચિત્રમાં શું છે અને તેની બાજુમાં શું લખેલું છે તે બરાબર જોઈ જાઓ. બધાં ચિત્રો જોઈ ગયા પછી તમને શું સમજાય છે? આખી વાર્તા પહેલાં મનમાં બરાબર સમજી લો. પહેલાં શું બને છે, પછી શું બને છે, તે પછી શું બને છે એ બધું મનમાં ગોઠવતા જજો.



કઠિયારો કૂવાને કાંઠે બેઠો છે. એની કૂહાડી કૂવામાં પડી ગઈ છે. એ શો વિચાર કરતો હશે?



કઠિયારે શું કર્યું? આ કયા દેવ કૂવામાંથી નીકળ્યા? એ તો સોનાની કૂહાડી લાવ્યા. કઠિયારો એ કૂહાડી લઇ લે છે?



દેવ ચાંદીની કૂહાડી લાવ્યા. એ પણ કઠિયારો કેમ લે ?



અન્તે દેવ કઠિયારાની જ કૂહાડી લાવે છે. "હા, આ જ મારી કૂહાડી."



દેવે કઠિયારામાં કયો ગુણ જોયો ? દેવ ખુશ થઈ ત્રણે કૂહાડીઓ તેને આપે છે.

હવે વાર્તા લખવાની શરૂઆત કરો. કઠિયારાનું નામ તમને ખબર છે ? ગમે તે નામ મૂકજો. કઠિયારા પાસેથી વાર્તા વાંચનારે શું શીખવાનું છે તે પણ લખજો.

એક હતો ___________________________________

___________________________________

___________________________________

યાદ રાખો.

(૧) વાર્તા લખતાં વાંચનાર તે બરાબર સમજી શકે તે પ્રમાણે લખવી જોઇએ.
(૨) લખતી વખતે વાંચનારને આપણે શું કહેવાનું છે તે પણ આપણા મનમાં ચોક્કસ કરવું જોઇએ.

# પાઠ તેરમો

## અવ્યયના પ્રકાર





બિલાડી નીચે બેઠી છે. વરુ જલદી નાસે છે.

ઉપર આપેલાં બંને વાકયોમાંથી ક્રિયાવિશેષણ અવ્યય શોધી કાઢો. (૧) નીચે. (૨) જલદી.

નીચે શબ્દ સ્થળ બતાવે છે.

જલદી શબ્દ રીત બતાવે છે.

સ્થળ અને રીત ઉપરાંત ક્રિયાવિશેષણ વખત, પ્રમાણ, નિશ્ચય અને નકાર પણ બતાવે છે એ તમે શીખી ગયા છો.

એ દરેક અર્થ બતાવનારું ક્રિયાવિશેષણ વાપરીને બે બે વાકયો બનાવો.

| વખત | સ્થળ |
|---|---|
| (૧) ............ | (૧) ............ |
| (૨) ............ | (૨) ............ |

| પ્રમાણ | રીત |
|---|---|
| (૧) ............ | (૧) ............ |
| (૨) ............ | (૨) ............ |

| નિશ્ચય | નકાર |
|---|---|
| (૧) | (૧) |
| (૨) | (૨) |

તમે કેમ આવ્યા છો ?— આ પ્રમાણે ક્રિયાવિશેષણ કારણનો અર્થ બતાવવાનું કામ પણ કરે છે.

ક્રિયાવિશેષણ અવ્યય ક્રિયાપદના અર્થમાં વધારો કરવાનું કામ કરે છે એ તો તમે જાણો છો. હવે નીચેના વાકયોમાં અવ્યયો શું કરે છે તે જુઓ.

(૧) રામ અને લક્ષ્મણ વનમાં ગયા.

(૨) હું ગયો પણ તમે આવ્યા નહિ.

(૩) જો અસત્ય બોલશો તો દુઃખી થશો.

(૪) અમારા ગામના તળાવમાં પાણી નથી કેમકે વરસાદ બહુ ઓછો પડયો હતો.

(૫) વરસાદ ઓછો પડયો એટલે તળાવમાં પાણી રહ્યું નહિ.

(૬) તમે આવો ત્યારે મુકુન્દને લેતા આવજો.

(૭) પરાધીન પ્રજા રીબાય છે અને ભૂખે મરે છે.

આ વાકયોમાં અને, પણ, જો, તો, કેમકે, એટલે, ત્યારે વગેરે અવ્યયો છે એ તો તમને તરત સમજાશે. પણ એ બધાં ક્રિયાપદમાં વધારો કરવાનું કામ નથી કરતાં એટલે ક્રિયાવિશેષણો તો નથી જ. ત્યારે એ બધાં અવ્યયો શું કામ કરે છે તેનો વિચાર કરો.

રામ અને લક્ષ્મણ વનમાં ગયા. આ વાકયમાં અને શું કામ કરે છે ? રામ, લક્ષ્મણ એ બે શબ્દોને જોડવાનું. હું ગયો પણ તમે

આવ્યા નહિ. આ વાકયમાં **પણ** શું કામ કરે છે? એ બે વાકયને જોડવાનું. આ પ્રમાણે આ બધાં અવ્યયો બે શબ્દો કે બે વાકયોને જોડવાનું કામ કરે છે. બે એટલે **ઉભય** અને જોડવાથી થતો સંબન્ધ એટલે **અન્વય** માટે આ બધાં અને આવાં બીજાં અવ્યયો **ઉભય અન્વયી** એટલે **ઉભયાન્વયી** અવ્યય કહેવાય છે.

ઉભયાન્વયી અવ્યયો જેમાં વપરાયેલાં હોય એવાં પાંચ વાકયો બનાવો.

(૧) ..............................

(૨) ..............................

(૩) ..............................

(૪) ..............................

(૫) ..............................

આ પ્રમાણે ક્રિયાવિશેષણ અને ઉભયાન્વયી એ બે અવ્યયોના પ્રકારો આપણે જોયા. હવે નીચે આપેલાં વાકયો વાંચો.

(૧) મારા ઘરની **સામે** કૂવો છે.
(૨) હું ખુરશી **ઉપર** બેસું છું.
(૩) આકાશ **નીચે** પૃથ્વી છે.
(૪) તમારી **પાસે** શું છે?
(૫) તમે કોની **સાથે** જશો?
(૬) આ પેટીની **અંદર** શું છે?

(૧) **અરે**! આમ બોલાય?
(૨) **વાહ**! તમે પણ ચાલ્યા?
(૩) **હાશ**! હવે નિરાંત થઇ.
(૪) **ઓહો**! તમે કયાંથી?
(૫) **શાબાશ**! તારો દાખલો ખરો છે.
(૬) **અરેરે**! અમને કોણ બચાવશે?

ડાબી બાજુનાં વાક્યો જુઓ, તેમાં **સામે**, **ઉપર**, **નીચે**, **પાસે**, **સાથે**, **અંદર**, આટલાં અવ્યયો છે. આ અવ્યયો ક્રિયા-વિશેષણ છે? ના. ત્યારે એ બધાં ઉભયાન્વયી અવ્યયો છે? ના. એ બધાંનો સંબન્ધ કોની સાથે છે તેનો વિચાર કરો. એ બધાંનો સંબન્ધ નામ અથવા સર્વનામની સાથે છે.

ઘરની **સામે** (નામ સાથે), ખુરશી **ઉપર** (નામ સાથે), આકાશ **નીચે** (નામ સાથે), તમારી **પાસે** (સર્વનામ સાથે), કોની **સાથે** (સર્વનામ સાથે), પેટીની **અંદર** (નામ સાથે).

આ પ્રમાણે આ બધાં અને આવાં બીજાં અવ્યયોનો સંબન્ધ ખાસ કરીને નામની સાથે અને નામને બદલે વપરાયેલાં સર્વનામ સાથે હોય છે એટલે એ અવ્યયોને નામ સાથે સંબન્ધ એટલે યોગ ધરાવનારાં એવાં **નામયોગી** અવ્યય કહેવામાં આવે છે.

હવે જમણી બાજુનાં વાક્યો જોઇ જાઓ. એમાં જે અવ્યયો છે તે બધાંનો વાક્યમાં કોની જોડે સંબન્ધ છે તેનો વિચાર કરો. એ બધાં તો સ્વતંત્ર છે. આપણને આશ્ચર્યની, દુઃખની કે એવી કાંઈ લાગણી થાય તે બતાવવાનું કામ માત્ર એ અવ્યયો કરે છે. આ અવ્યયો વાક્યમાં ફક્ત એટલે કેવળ આટલા ખાતર જ વપરાય છે એટલે પ્રયોગમાં આવે છે માટે આ અને આવાં બધાં અવ્યયો **કેવળપ્રયોગી** અવ્યય કહેવાય છે.

હવે નીચે આપેલાં વાક્યોમાંથી અવ્યયો શોધી કાઢો અને તે કયા કયા પ્રકારનાં છે તે કહો.

(૧) તમે ચાલતા થાઓ. અમે તમારી પાછળ જ આવીશું.
(૨) ઓહો ! આ તે કેવું પ્રાણી !
(૩) એ કહે એમ બોલશો નહિ.
(૪) કાચબો સસલા કરતાં ધીમે ચાલતો હતો.

( ૫ ) અમે વરસાદની બહુ રાહ જોઇ પણ તે ન જ આવ્યો.

( ૬ ) વાંદરો ઝાડ ઉપર ચડયો અને તેણે કેરીઓ નીચે ફેંકી.

( ૭ ) હું ભીંતની પાછળ ગયો ત્યારે ત્યાં કોઈ ન હતું.

( ૮ ) અમે જ્યાં જઇએ ત્યાં અમારો કૂતરો સાથે આવે છે.

( ૯ ) તમે આવજો એટલે આપણે વાંચવા બેસીશું.

(૧૦) તે કયારે આવ્યો તેની મને ખબર ન પડી.

## યાદ રાખો

(૧) ક્રિયાપદના અર્થમાં વધારો કરે તે ક્રિયાવિશેષણ અવ્યય.

(૨) ઉભય એટલે બેને ( શબ્દ અથવા વાકયને ) જોડે તે ઉભયાન્વયી અવ્યય.

(૩) નામ અથવા સવનામ સાથે જેનો સંબન્ધ એટલે યોગ હોય તે નામયોગી અવ્યય.

(૪) જે કેવળ–ફકત લાગણી દેખાડવા વપરાય તે કેવળપ્રયોગી અવ્યય.

# પાઠ ચૌદમો

## કૃદન્તના પ્રકાર



આ વાસણમાં ઊકળતું
પાણી છે.



ડાળ ઉપર બેઠેલું પક્ષી
ઈંડાં જુએ છે.



આ ચિત્રમાં દોડતો
ઘોડો દેખાય છે.



તોડેલું પાન જલદી સુકાઈ
જાય છે.

ડાબી બાજુનાં બંને ચિત્રો જુઓ.

ઉપરના ચિત્રમાં **ઊકળતું** અને નીચેના ચિત્રમાં **દોડતો** એ બંને કૃદન્તો કહેવાય એ તો તમે સમજી શકશો. કૃદન્તોમાં ક્રિયાનો અર્થ હોય છે છતાં ક્રિયાપદની પેઠે તે વાકયનો અર્થ પૂરો કરવાનું કામ કરતાં નથી એ પણ તમને યાદ હશે.

**ઊકળતું** એટલે? ઊકળવાની ક્રિયા કરતું.

**દોડતો** એટલે? દોડવાની ક્રિયા કરતો.

આ પ્રમાણે આ બે કૃદન્તોમાં ક્રિયાનો અર્થ તો છે જ. પણ ક્રિયા કયારે થાય છે એનો સમય અથવા કાળ આ કૃદન્તોના અર્થમાંથી સમજાય છે? હા. ઊકળવાની અને દોડવાની બંને ક્રિયા હમણાં એટલે **વર્તમાન કાળમાં** થતી હોય એમ સમજાય છે. જે કૃદન્તો હમણાંની એટલે ચાલુ ક્રિયાનો અર્થ બતાવે તે બધાં **વર્તમાન કૃદન્ત** કહેવાય છે.

હવે, જમણી બાજુનાં ચિત્રો નીચે જે કૃદન્તો છે તેના અર્થ જુઓ.

**બેઠેલું** એટલે? જેણે બેસવની ક્રિયા કરી લીધી છે તે.

**તોડેલું** એટલે? જેને તોડવાની ક્રિયા થઇ ગઈ છે તે.

આ બે કૃદન્તોમાં ક્રિયાનો કાળ કયો છે? હમણાંની પહેલાંનો-એટલે ભૂતકાળ. જે કૃદન્તો થઇ ગયેલી એટલે ભૂતકાળની ક્રિયાનો અર્થ બતાવે તે **ભૂત કૃદન્ત** કહેવાય છે.

તમે ત્રણ કાળ શીખી ગયા છો. હવે ત્રીજો કયો કાળ બાકી રહ્યો? એ કાળનો અર્થ દર્શાવનારાં કૃદન્તો પણ હોય છે. જે કૃદન્તો થવાની એટલે ભવિષ્યકાળની ક્રિયાનો અર્થ બતાવે તે **ભવિષ્ય કૃદન્ત.** નીચે આપેલાં વાકયોમાં ભવિષ્યકૃદન્ત વપરાયેલાં છે.

( ૧ ) ડાકોર **જનારા** માણુસો આણુંદ સ્ટેશને ગાડી બદલે છે.

( ૨ ) પરદેશથી **આવનારા** મુસાફરોનો સામાન તપાસવામાં આવશે.

( ૩ ) દોડવાની શરતમાં **ઊતરનારી** છોકરીઓમાંથી પહેલી છોકરીને ઇનામ મળશે.

( ૪ ) હું તમારી સાથે **બોલવાનો** નથી.

( ૫ ) આજે મારી બહેન અમદાવાદ **જવાની** છે.

( ૬ ) એ છોકરાં કોઈનું **માનવાનાં** નથી.

પણ આ ભવિષ્યકૃદન્તો તરીકે વપરાયેલાં કૃદન્તો ઘણીવાર ગમે તે કાળનો અર્થ બતાવે છે. તે વખતે એ કૃદન્તોને **સામાન્ય કૃદન્ત** ગણવાં.

નીચેનાં વાકયોમાં **ધોવાનો** અને **આવનાર** એ કૃદન્તો કયા કયા કાળનો અર્થ બતાવે છે તે જુઓ.

**ધોવાનો** સાબુ ખલાસ થઈ ગયો છે.

હું **ધોવાનો** સાબુ ખરીદી લાવીશ.

પહેલી **આવનાર** છોકરીને ઈનામ મળ્યું.

પહેલી **આવનાર** છોકરીને ઈનામ મળશે.

પહેલી **આવનાર** છોકરી ઈનામ મેળવે છે.

આ પ્રમાણે ક્રિયાના જે કાળનો અર્થ કૃદન્તમાંથી નીકળે તે ઉપરથી તે વર્તમાન કૃદન્ત, ભૂત કૃદન્ત કે ભવિષ્ય કૃદન્ત છે તે સમજવું. કોઇ ખાસ કાળનો અર્થ જેમાંથી ન નીકળે તેવા કૃદન્તને **સામાન્ય કૃદન્ત** ગણવું. નીચે આપેલાં વાકયોમાં ઉપર ગણાવેલા ત્રણમાંથી કયા કયા પ્રકારના કૃદન્ત છે તે કહો. સામાન્ય કૃદન્ત આ વાકયોમાં મૂકેલાં નથી.

(૧) મરેલો માણુસ જીવતો થતો નથી. ( )
(૨) અમે પાણીમાં તરતાં માછલાં જોયાં. ( )
(૩) શાન્તા બહેન પૂના જનાર છે. ( )
(૪) ઢીંગલીને પહેરાવેલાં કપડાં કોણે સીવ્યાં ? ( )
(૫) ચોરી કરનાર માણુસને સજા થશે. ( )
(૬) ઊડતાં પંખી કેમ પકડાય ? ( )
(૭) ઊંઘતો બોલે પણ જાગતો ન બોલે. ( )
(૮) શિકારે ગયેલો રાજા રસ્તો ભૂલી ગયો. ( )
(૯) બોલ્યું વચન પાળવું જોઇએ. ( )
(૧૦) કરી મહેનત પાણીમાં ગઈ. ( )

આ વાકયો જોયા પછી આ કૃદન્તો વાકયમાં કેવી રીતે વપરાય છે તેનો વિચાર કરો.

આવતો માણુસ — આવતી સ્ત્રી
આવેલો માણુસ — આવેલાં છોકરાં
આવનારો માણુસ — આવનારા લોકો

આ પ્રમાણે આ કૃદન્તો વિશેષણોની પેઠે વપરાય છે. વિશેષણ જેમ નામ કે સર્વનામનો ગુણ અથવા સંખ્યા બતાવે છે તેમ કૃદન્તો નામ કે સર્વનામની ક્રિયાનો કાળ બતાવે છે. એટલે આ કૃદન્તો ક્રિયાવાચક વિશેષણો જેવાં જ છે એ ધ્યાનમાં રાખવું.

પરંતુ કેટલાંક કૃદન્તો નામ તરીકે પણ વપરાય છે. નીચેનાં વાકયો જુઓ.

(૧) ઊતરવું સહેલું છે, ચડવું અઘરું છે.
(૨) મને મહેનત કરવી ગમે છે.

( ૩ ) ઉદ્યોગ **કરવાથી** આપણે સુખી થઇએ છીએ.

( ૪ ) ગાય પાણી **પીવાને** નદીએ ગઇ.

( ૫ ) બાળકોએ અસત્ય **બોલવાથી** દૂર રહેવું જોઇએ.

( ૬ ) તમાકુ **વેચવાનો** પરવાનો લેવો પડે છે.

( ૭ ) સાચું **બોલવામાં** શો ગેરફાયદો છે ?

( ૮ ) સારું **ખાવાનું** કોને ન ગમે ?

જેમ નામને જુદી જુદી વિભકિતઓ હોય છે તે જ પ્રમાણે આ કૃદન્તો વિભકિતઓમાં વપરાયાં છે. આગળ તમે થોડાંક સામાન્ય કૃદન્તો જોયાં. એવાં સામાન્ય કૃદન્ત અહીં નામ તરીકે વપરાયાં છે. કરવું લખવું, ગાવાનું, ઊઠવું, વગેરે સામાન્ય કૃદન્તો છે. જે કૃદન્તોમાંથી અમુક કાળનો સ્પષ્ટ અર્થ નીકળે નહિ, તે સામાન્ય કૃદન્તો કહેવાય. અને આવાં કૃદન્તો નામની પેઠે દરેક વિભકિતમાં વપરાય છે. આ પ્રમાણે કૃદન્તો વિશેષણ તરીકે–વિશેષણ પેઠે વપરાય તેવાં હોય છે અને નામ તરીકે અથવા નામ પેઠે વપરાય તેવાં પણ હોય છે. એટલે ઉપયોગનો વિચાર કરતાં **કૃદન્ત વિશેષણો** અને **કૃદન્ત નામ** એવા બે ભાગ આપણા ધ્યાનમાં આવ્યા.

હવે નીચેનાં વાકયો જુઓ. એમાં કૃદન્તો કેવી રીતે વપરાયાં છે તેનો વિચાર કરો.

( ૧ ) તે **રમતાં રમતાં** રડી પડી.

( ૨ ) ઝાડ **પાડતાં** બે માણસો મરી ગયા.

આ બે વાકયોમાં કૃદન્તો કેવાં છે ? આ કૃદન્તો વર્તમાન કૃદન્ત જેવાં લાગે છે–ક્રિયામાં વર્તમાન કાળનો અર્થ છે; પણ તેમનો ઉપયોગ અવ્યયની પેઠે કંઈ પણ ફેરફાર વગર બધે થાય છે.

એટલે વર્તમાન કૃદન્તોનો આવો અવ્યય તરીકેનો ઉપયોગ પણ લક્ષમાં રાખવો.

( ૧ ) અમે ગીતો **સાંભળીને** ખુશ થયા.

( ૨ ) ગોપાળ દવા **લઇને** આવ્યો ?

આ બે વાકયોમાં કૃદન્તો કયા કાળનો અર્થ બતાવે છે ? સાંભળીને, લઇને આવાં કૃદન્તોમાં ભૂતકાળનો અર્થ હોય છે. છતાં આવાં કૃદન્તો પણ અવ્યય તરીકે વપરાય છે. **સાંભળીને એટલે ?** સાંભળવાની ક્રિયા કરી તે પછી. આ પ્રમાણે આવાં કૃદન્તો એક ક્રિયાનો સંબન્ધ પાછળ આવતી બીજી ક્રિયા સાથે જોડે છે માટે **સંબન્ધક ભૂતકૃદન્ત** કહેવાય છે. આ પ્રમાણે ઉપયોગમાં અવ્યયનું કામ કરે તે **કૃદન્ત અવ્યય**. નામ, વિશેષણ કે અવ્યય તરીકે વપરાયલા કૃદન્તમાં ક્રિયાનો અર્થ તો રહે જ છે અને તેથી સકર્મક ક્રિયાપદનાં કૃદન્તોને પોતાનાં કર્મ પણ હોય છે.

નીચે આપેલાં વાકયોમાં કયા પ્રકારનાં કૃદન્તો છે અને તે વિશેષણ, નામ કે અવ્યય તરીકે વપરાયાં છે તે જણાવો.

( ૧ ) આ બેસી રહેવાનો સમય નથી.

( ૨ ) ઊગતા સૂર્યને બધા પૂજે.

( ૩ ) કરમાયેલું ફૂલ કોણ લે ?

( ૪ ) ભાષણ કરનાર આવી ગયા છે.

( ૫ ) અમે તો લડાઇમાં જવાના જ.

( ૬ ) હું કસરત કરીને દૂધ પીઉં છું.

( ૭ ) પ્રામાણિક ધંધો કરવામાં શરમ શાની ?

( ૮ ) તે ઝાડ ઉપર ચડતાં પડી ગયો.

(૯) સાચું બોલનાર સૌને ગમે છે.

(૧૦) ભણતાં પંડિત નીપજે, લખતાં લહિયો થાય.

**યાદ રાખો**

(૧) કૃદન્તમાં જે કાળનો અર્થ હોય તે પ્રમાણે તેને વર્તમાન, ભૂત કે ભવિષ્ય કૃદન્ત કહેવું.

(૨) વાક્યોમાં કૃદન્તો નામ તરીકે વપરાય છે, વિશેષણ તરીકે વપરાય છે, અને અવ્યય તરીકે પણ વપરાય છે.

(૩) બે ક્રિયાનો સંબન્ધ જોડે તે સંબન્ધક ભૂતકૃદન્ત કહેવાય છે અને તે અવ્યય તરીકે વપરાય છે.

# પાઠ પંદરમો

## પ્રત્યયો

નામ, સર્વનામ અને વિશેષણો જુદી જુદી વિભક્તિઓમાં વપરાય છે એ તમે જાણો છો. નીચેના વાક્યોમાં નામ, સર્વનામ, વિશેષણ વગેરે વપરાયેલાં છે.

(૧) આ કાગળ રમેશને આપજો.

(૨) એ કાગળમાં શું લખ્યું છે?

(૩) તમે વઢવાણથી આવ્યા?

(૪) અમારું ઘર બળી ગયું.

(૫) તમને કોણે બોલાવ્યા?

કેટલીક વિભક્તિઓમાં વપરાય ત્યારે નામ કે સર્વનામને છેડે જે ઉમેરવામાં આવે છે તેને પ્રત્યયો કહે છે એ પણ તમે શીખી ગયા છો. સર્વનામોનાં તો ઘણી વિભક્તિઓનાં રૂપ તૈયાર જ હોય છે. હું નું છઠ્ઠી વિભક્તિનું રૂપ શું? મારું. તેનું બહુ વચન? અમારૂં. હું નું ચોથી વિભક્તિ અને બીજી વિભક્તિનું રૂપ શું? મને. બહુવચન? અમને. આ પ્રમાણે તૈયાર રૂપો પણ ભાષામાં વપરાય છે તે લક્ષમાં રાખવાં. પરંતુ નામોને ઘણે ભાગે નીચે આપેલા પ્રત્યયો લગાડવામાં આવે છે.

| વાક્ય | વિભક્તિ | પ્રત્યય |
|---|---|---|
| બાળક ખાય છે. | પહેલી | કંઇ નહિ |
| હું બાળકને બોલાવું છું.<br>હું પાણી પીઉં છું. | બીજી | કંઇ નહિ<br>અથવા ને |

| | | |
|---|---|---|
| હું **આંખથી** જોઉં છું ને **કાને** સાંભળું છું. | ત્રીજી | **થી અને એ** |
| હું **ભીખારીને** ખાવાનું આપું છું | ચોથી | **ને** |
| હું **રથમાંથી** ઊતર્યો. **કાલથી** આવશો નહિ. | પાંચમી | **થી અને માંથી** |
| **અંજનીનો** મોર, **તેની** ઢીંગલી, **તેનું** પારણું અને **તેનાં** બીજાં રમકડાં ક્યાં ગયાં ? | છઠ્ઠી | **નો, ની, નું, નાં** |
| **માથે** ટોપી પહેરો; **માથામાં** દરદ થશે. | સાતમી | **એ, માં** |

આ બધા પ્રત્યયો નામ કે સર્વનામનાં મૂળ રૂપને લગાડવામાં આવે છે અને પછી તે વાક્યમાં વપરાય છે. વિશેષણ તો નામ કે સર્વનામ સાથે જોડાયેલું હોય છે અને નામ કે સર્વનામ તેનું વિશેષ્ય કહેવાય છે. વિશેષ્યને પ્રત્યય લગાડો એટલે વિશેષણને પ્રત્યય લગાડવાની જરૂર પડતી નથી.

ક્રિયાપદનાં રૂપ અને કૃદન્તો પણ પ્રત્યયો લાગીને બને છે.

**ખાતો, ખાય છે, ખાશે, ખાધેલું, ખાવાનું**—આ બધાં રૂપ એક જ ક્રિયાપદ ઉપરથી બનેલાં છે. એ ક્રિયાપદ કયું ? તેનું મૂળ રૂપ શું ? ખા. ક્રિયાપદના આવા મૂળરૂપને ધાતુ કહેવામાં આવે છે.

નીચે આપેલાં કૃદન્તો અને ક્રિયાપદો કયા ધાતુમાંથી બનેલાં છે ? કયા પ્રત્યયો લાગેલા છે તે પણ કહો.

| રૂપ કે કૃદન્ત | ધાતુ |
|---|---|
| લખશે | લખ |
| બોલવાનું | |

આવશે

મરડાયો

મરેલો

વાંચતાં

રમીએ છીએ

જઇને

પાળનાર

ખોદે છે

રડતો હતો

**યાદ રાખો**

(૧) નામ અને સર્વનામને પ્રત્યયો લાગે છે.

(૨) ક્રિયાપદનાં રૂપ અને કૃદન્ત પણ પ્રત્યયો લગાડવાથી બને છે.

(૩) ક્રિયાપદનાં મૂળ રૂપ ધાતુ કહેવાય છે.

---

# પાઠ સોળમો

## પદચ્છેદ

વાકયમાં રહેલાં પદોને છટા પાડીને સમજાવવાં તેને પદચ્છેદ કહે છે. પદચ્છેદ કરતાં દરેક પદ વિશે આપણે જેટલું જાણતા હોઇએ તેટલું કહેવું જોઇએ. વાકયમાં એ પદોનો એક બીજા સાથે જે સંબન્ધ હોય તે પણ જણાવવો જોઇએ. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, અવ્યય વગેરે પદોના જુદા જુદા પ્રકારો પણ હવે તમે જાણો છો. નીચે કેટલાંક વાકયોનાં પદોનો પરિચય આપ્યો છે. તે ઉપરથી પદચ્છેદ કેમ કરવો તે સમજાશે.

**(૧) રોતાં રોતાં છોકરાં બારણા આગળ આવ્યાં.**

**રોતાં રોતાં**:–'રો' ધાતુનું વર્તમાન કૃદન્ત, કૃદન્ત અવ્યય. આવ્યાં ક્રિયાપદનું ક્રિયાવિશેષણ, રીત દર્શાવે છે.

**છોકરાં** :–સામાન્ય નામ, નાન્યતર જાતિ, પહેલી વિભકિતનું બહુવચન, આવ્યાં ક્રિયાપદનો કર્તા.

**બારણા** :–સામાન્ય નામ, નાન્યતર જાતિ, એકવચન, છઠ્ઠી વિભકિત, આગળ સાથે સંબન્ધ ધરાવે છે. ( આવાં અવ્યયો સાથે સંબન્ધ ધરાવતાં નામો ઘણે ભાગે છઠ્ઠી વિભકિતમાં હોય છે, પણ પ્રત્યય લાગેલો હોતો નથી. બારણા આગળ=બારણાની આગળ. ઘર પાસે=ઘરની પાસે. ફાનસ નીચે=ફાનસની નીચે. )

**આગળ** :–નામયોગી અવ્યય–બારણા સાથે સંબન્ધ ધરાવે છે.

**આવ્યાં** :–અકર્મક ક્રિયાપદ, ભૂતકાળ, નિશ્ચયાર્થ, આજ્ઞ

ધાતુનું રૂપ. ક્રિયાનાથ કર્તા છે માટે કર્તરિ પ્રયોગ. [ ક્રિયાપદને પણ કર્તાનાં જાતિ, પુરુષ અને વચન આપવાનો નિયમ છે. એટલે કર્તાનાં જે જાતિ, પુરુષ અને વચન હોય તે ક્રિયાપદનાં કહેવાં. કર્મણિ પ્રયોગની રચના હોય તો કર્મનાં જે જાતિ, પુરુષ અને વચન તે જ ક્રિયાપદનાં જાતિ, પુરુષ અને વચન સમજવાં. નામોને કયા પુરુષમાં ગણવાં? બધાં જ નામોને ત્રીજા પુરુષનાં ગણવામાં આવે છે એ નિયમ ધ્યાનમાં રાખવો. આ રીતે આવ્યાં ક્રિયાપદ ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, બહુવચનનું ગણાય. ]

આ પ્રમાણે કૃદન્તનો પદચ્છેદ કરતાં આપણે શું શું આપવું પડે છે, તથા નામ, ક્રિયાપદ, અવ્યય વગેરેનો પરિચય આપતાં આપણે શું શું કહેવું પડે છે તેનો વિચાર કરો અને તે બધું ધ્યાનમાં રાખો. હવે આપણે બીજું વાકય લઇએ.

**( ૨ ) નદીના પાણી વચ્ચે એક નાનકડું મંદિર છે. હોડીમાં બેસી અમે ત્યાં દર્શન કરવા ગયા.**

**નદીમાં :** જાતિવાચક નામ, નારીજાતિ, સાતમી વિભકિત, એકવચન.

**પાણી**—દ્રવ્યવાચક નામ, નાન્યતર જાતિ, છઠ્ઠી વિભકિત ( પાણી વચ્ચે=પાણીની વચ્ચે ), એકવચન.

**વચ્ચે**—નામયોગી અવ્યય. (પાણી સાથે જોડાયેલું).

**એક**—સંખ્યાવાચક અવિકારી વિશેષણ, વિશેષ્ય મંદિર; જાતિ, વિભકિત અને વચન વિશેષ્ય પ્રમાણે.

**નાનકડું**—ગુણવાચક વિકારી વિશેષણ, વિશેષ્ય મંદિર; જાતિ, વિભકિત અને વચન વિશેષ્ય પ્રમાણે.

**મંદિર**—જાતિવાચક નામ, નાન્યતર જાતિ, પહેલી વિભક્તિ, એકવચન; છે ક્રિયાપદનો કર્તા. [ એક અને નાનકડું એ બે વિશેષણોનું વિશેષ્ય. ]

**છે**—વર્તમાન કાળ, નિશ્ચયાર્થ, અકર્મક ક્રિયાપદ, કર્તરિ પ્રયોગ. [ ક્રિયાનાથ કર્તા; પુરુષ, જાતિ અને વચન કર્તા પ્રમાણે. ]

**હોડીમાં**—જાતિવાચક નામ, નારીજાતિ, સાતમી વિભક્તિ, એકવચન.

**બેસી**—સંબન્ધક ભૂતકૃદન્ત, કૃદન્ત અવ્યય. [ બેસી=બેસીને ]

**અમે**—પહેલો પુરુષ સર્વમામ, સામાન્ય જાતિ, બહુવચન, પહેલી વિભક્તિ; ગયા ક્રિયાપદનો કર્તા.

**ત્યાં**—ક્રિયાવિશેષણ અવ્યય. [ સ્થળવાચક, ગયા ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે. ]

**દર્શન**—ભાવવાચક નામ, નાન્યતર જાતિ, બહુવચન, બીજી વિભક્તિ, કરવા કૃદન્તનું કર્મ છે.

**કરવા**—સામાન્ય કૃદન્ત, કૃદન્તનામ, નાન્યતર જાતિ, એકવચન, [ આવાં સામાન્ય કૃદન્તોને હમેશાં નાન્યતર જાતિ અને એક વચનનાં ગણાવામાં આવે છે. ] ચોથી વિભક્તિ. ( કરવા=કરવાને, કરવાને માટે )

**ગયા**—જા ધાતુનો, ભૂતકાળ, નિશ્ચયાર્થ, અકર્મક ક્રિયાપદ, કર્તરિ પ્રયોગ. [ ક્રિયાનાથ કર્તા; પુરુષ, જાતિ અને વચન કર્તા પ્રમાણે. ]

**( ૩ ) પછી અલી કોઇ દિવસ દેખાયો નહિ.**

**પછી**—ઉભયાન્વયી અવ્યય. [ આ પ્રમાણે ઘણી વાર ઉભયાન્વયી અવ્યય કોઇ વાકયની શરૂઆતમાં હોય છે. તે વખતે આગળ આવેલા વાકયને કે આગળ આવેલી હકીકતને એ અવ્યય પાછળ આવતા વાકય સાથે જોડે છે એમ સમજવાનું. પરંતુ ઉભયાન્વયી અવ્યય હંમેશાં બે વાકયો કે બે શબ્દોને જોડવાનું કામ કરે છે તે ભૂલવું નહિ.]

**અલી**—સંજ્ઞાવાચક નામ, નરજાતિ, એકવચન, પહેલી વિભકિત, દેખાયો ક્રિયાપદનો કર્તા.

**કોઈ**—અનિશ્ચિત અવિકારી વિશેષણ, વિશેષ્ય દિવસ; [ જાતિ, વચન અને વિભકિત વિશેષ્ય પ્રમાણે. ]

**દિવસ**—જાતિવાચક નામ, નરજાતિ, એકવચન, સાતમી વિભકિત. [ દિવસ=દિવસે. આ પ્રમાણે સાતમી અને ત્રીજી વિભકિતમાં લાગતો એ પ્રત્યય ઘણીવાર નામને લાગેલો હોતો નથી. ખાસ કરીને સાતમી ના અર્થમાં એ પ્રત્યય ઘણીવાર સમજી લેવાનો હોય છે. તે વખતે અર્થ ઉપરથી વિભકિત નક્કી થઈ શકે છે. ]

**દેખાયો**—ભૂતકાળ, નિશ્ચયાર્થ, સકર્મક ક્રિયાપદ, કર્મણિ પ્રયોગ. [ દેખ ધાતુનું કર્મણિ પ્રયોગનું રૂપ વપરાયું છે માટે મૂળ જે કર્મ હોય તે અલી કર્તા બને છે. પુરુષ, જાતિ અને વચન અલી પ્રમાણે.]

**નહિ**—ક્રિયાવિશેષણ અવ્યય, નકારવાચક. [ દેખાયો ક્રિયા-પદના અર્થમાં વધારો કરે છે.

**(૪) ડૂબતો માણુસ હાથપગ પછાડી પાણી ઉપર આવવા મથે તેમ તે હાથ અને માથું હલાવી ચારે પાસથી રૂંધતા અન્ધકારની ઉપર આવવા મથ્યો.**

**ડૂબતો**—વર્તમાન કૃદન્ત (વિકારી કૃદન્ત વિશેષણ, વિશેષ્ય માણુસ), નરજાતિ, એકવચન, પહેલી વિભકિત.

**માણુસ**—જાતિવાચક નામ, નરજાતિ, એકવચન, પહેલી વિભકિત, મથે ક્રિયાપદનો કર્તા.

**હાથપગ**—જાતિવાચક નામ, નરજાતિ, બહુવચન, બીજી વિભકિત, પછાડી કૃદન્તનું કર્મ.

**પછાડી**—સંબન્ધક ભૂતકૃદન્ત, કૃદન્ત અવ્યય. (પછાડી= પછાડીને).

**પાણી**—દ્રવ્યવાચક નામ, નાન્યતર જાતિ, એકવચન, છઠ્ઠી વિભકિત; (પાણી ઉપર=પાણીની ઉપર) નામયોગી ઉપર સાથે સંબન્ધ છે.

**ઉપર**—નામયોગી અવ્યય, પાણી સાથે સંબન્ધ છે.

**આવવા**—સામાન્ય કૃદન્ત, કૃદન્ત નામ, નાન્યતર જાતિ, એક વચન, ચોથી વિભકિત; [આવવા=આવવાને, આવવાને માટે.]

**મથે**—મથ ધાતુનો વર્તમાનકાળ, સંકેતાર્થ, અકર્મક ક્રિયાપદ, કર્તરિ પ્રયોગ, કર્તા માણુસ. (પુરુષ, જાતિ અને વચન કર્તા પ્રમાણે.)

**તેમ**—ક્રિયાવિશેષણ અવ્યય, મથ્યો ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે.

**તે**—ત્રીજો પુરુષ સર્વનામ, નરજાતિ, એકવચન, પહેલી વિભકિત, મથ્યો ક્રિયાપદનો કર્તા.

હાથ—જાતિવાચક નામ, નરજાતિ, બહુવચન, બીજી વિભક્તિ, હલાવી કૃદન્તનું કર્મ છે.

અને—ઉભયાન્વયી અવ્યય; હાથ, માથું બે શબ્દોને જોડે છે.

માથું—જાતિવાચક નામ, નાન્યતર જાતિ, એકવચન, બીજી વિભક્તિ, હલાવી કૃદન્તનું કર્મ.

હલાવી—સંબન્ધક ભૂતકૃદન્ત, કૃદન્ત અવ્યય. (હલાવી= હલાવીને.)

ચારે—સંખ્યાવાચક અવિકારી વિશેષણ, વિશેષ્ય પાસથી; [જાતિ, વચન અને વિભક્તિ વિશેષ્ય પ્રમાણે.]

પાસથી—જાતિવાચક નામ, નારીજાતિ, બહુ વચન, પાંચમી વિભક્તિ.

રૂંધતા—વર્તમાન કૃદન્ત, કૃદન્ત વિશેષણ, વિશેષ્ય અન્ધકારની; (જાતિ, વચન અને વિભક્તિ વિશેષ્ય પ્રમાણે.)

અન્ધકારની—જાતિવાચક નામ, નરજાતિ, એકવચન, છઠ્ઠી વિભક્તિ, ઉપર નામયોગી સાથે સંબન્ધ છે.

ઉપર—નામયોગી અવ્યય, અન્ધકારની સાથે સંબન્ધ છે.

આવવા—સામાન્ય કૃદન્ત, કૃદન્ત નામ, નાન્યતર જાતિ, એકવચન, ચોથી વિભક્તિ; (આવવા=આવવાને, આવવાને માટે.)

મથ્યો—ભૂતકાળ, નિશ્ચયાર્થ, અકર્મક ક્રિયાપદ, મથ ધાતુનો કર્તરિ પ્રયોગ, કર્તા તે. (પુરુષ, જાતિ અને વચન કર્તા પ્રમાણે).

**(૫) વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે.**

**વૈષ્ણવ**–ગુણવાચક વિશેષણ; વિશેષ્ય જન; જાતિ, વચન, વિભક્તિ વિશેષ્ય પ્રમાણે.

**જન**–જાતિવાચક નામ, સામાન્ય જાતિ, એકવચન, બીજી વિભક્તિ, કહીએ ક્રિયાપદનું કર્મ ( મુખ્ય કર્મ ).

**તો**–અવ્યય; ( કહીએ ક્રિયાપદ સાથે સંબન્ધ દૂરનો લઈ શકાય. તે કરતાં નામયોગી ગણી જન સાથે સંબન્ધ લેવો વધારે યોગ્ય છે. ખરી રીતે **તો, જ, પણ,** એવા કેટલાંક ભાર દર્શાવનારાં અવ્યયો છે તે બધાંને સ્વતંત્ર રીતે ભાર દર્શાવનારાં અવ્યયો તરીકે વાકયમાં ગણવાં જોઇએ. )

**તેને** :–ત્રીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, એકવચન, બીજી વિભક્તિ, કહીએ ક્રિયાપદનું કર્મ (ગૌણ કર્મ).

**કહીએ** :–વર્તમાન કાળ, સંકેતાર્થ, દ્વિકર્મક ક્રિયાપદ, એક કર્મ જન અને બીજું કર્મ તેને, કહ ધાતુનો કર્તરિ પ્રયોગ, કર્તા **આપણે**–સમજી લેવાનો એટલે અધ્યાહાર છે. [ પુરુષ, જાતિ અને વચન કર્તા પ્રમાણે.]

**જે**–સંબન્ધી સર્વનામ, સામાન્ય જાતિ, એકવચન, પહેલી વિભક્તિ, જાણે ક્રિયાપદનો કર્તા.

**પીડ**–ભાવવાચક નામ, નારી જાતિ, એકવચન, બીજી વિભક્તિ, જાણે ક્રિયાપદનું કર્મ.

**પરાઈ**–ગુણવાચક વિકારી વિશેષણ, વિશેષ્ય પીડ; જાતિ, વચન અને વિભક્તિ વિશેષ્ય પ્રમાણે.

**જાણે**–વર્તમાનકાળ, સંકેતાર્થ, સકર્મક ક્રિયાપદ, કર્મ પીડ, કર્તા જે, કર ધાતુનો કર્તરિ પ્રયોગ. [ પુ૰ષ, જાતિ અને વચન કર્તા પ્રમાણે. ]

**રે**–કેવળપ્રયોગી અવ્યય.

# પાઠ સત્તરમો

## વાક્યપૃથક્કરણ

વાકયના મુખ્ય બે વિભાગ પડે છે તે તો તમને યાદ હશે જ. તેમાંનો એક વિભાગ ઉદ્દેશ્ય અને બીજો વિધેય. તે ઉપરાંત ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરનાર ઉદ્દેશ્યવર્ધક અને વિધેયના અર્થમાં વધારો કરનાર વિધેયવર્ધક હોય છે એ પણ તમે શીખી ગયા છો. વિધેયમાં ક્રિયાપદ, કર્મ, ક્રિયાપૂરક અને વિધેયવર્ધક એ ચાર હોય છે. ઉદ્દેશ્યમાં એકલું ઉદ્દેશ્ય અને ઉદ્દેશ્યવર્ધક એ બે હોય છે. આ પ્રમાણે વિભાગો પાડીને આપણે વાકયનું પૃથક્કરણ કરીએ છીએ. પૃથક્કરણ કરતાં પ્રથમ તો વાકયના મુખ્ય બે વિભાગ—ઉદ્દેશ્ય અને વિધેય આપણા ધ્યાનમાં આવી જવા જોઈએ. તે પછી આપણે બીજા વિભાગો તરત સમજી શકીએ છીએ.

(૧) હું નિશાળેથી ઘેર આવ્યો.

(૨) હું ચોપડી લઇને બેઠો.

પહેલા વાકયમાં શી ક્રિયા થઇ છે? આવવાની. બીજા વાકયમાં શી ક્રિયા થઈ છે? બેસવાની. કઇ ક્રિયા થઈ છે તે આપણને વાકયમાં વપરાયેલા ક્રિયાપદના રૂપ ઉપરથી સમજાય છે. બીજા વાકયમાં ચોપડી લેવાની ક્રિયા પણ થઈ છે. પરંતુ મુખ્ય ક્રિયા તો બેસવાની જ છે. કારણ કે લઈને કૃદન્ત છે અને બેઠો ક્રિયાપદનું રૂપ છે. આ પ્રમાણે વાકયમાં વપરાયેલા ક્રિયાપદના રૂપ ઉપરથી વાકયમાં મુખ્ય ક્રિયા કઇ છે તે આપણને સમજાય છે. ઉપર આપેલાં બંને વાકયોમાં એક એક મુખ્ય ક્રિયા છે, કારણ કે એક એક ક્રિયાપદનું

રૂપ છે. આવાં વાકયોને સાદાં વાકય કહેવામાં આવે છે. જે વાકયમાં મુખ્ય ક્રિયા એક જ હોય એટલે ક્રિયાપદનું રૂપ પણ (ગમે તે કાળનું) એક જ હોય તે સાદું વાકય કહેવાય. નીચે આપેલાં વાકયોમાં ક્રિયાપદનું રૂપ શોધી કાઢો અને મુખ્ય ક્રિયા કઇ છે તે કહો.

(૧) અમે ઘોડા ઉપર બેસીને નદીએ ગયા.

(૨) હું સીનેમા જોવા જાઉં છું.

(૩) તમે રમણિકને લઇને મને મળવા આવશો ?

(૪) ચાલતી ગાડીએ ઉતરતાં તે પડયો.

(૫) તે રોજ ખાઇને ઊંઘે છે.

(૬) સાચું બોલનાર સુખી થાય છે.

(૭) મને મીઠાઈ ખાવી ગમે છે.

હવે ફરીને શરૂઆતમાં આપેલાં બે વાકયો લઇએ.

(૧) હું નિશાળેથી ઘેર આવ્યો.

(૨) હું ચોપડી લઇને બેઠો.

હવે એ બે વાકયો ઉપરથી આપણે એક વાકય બનાવીએ.

હું નિશાળેથી ઘેર આવ્યો અને ચોપડી લઇને બેઠો. આ એક વાકયમાં ક્રિયાઓ તો બે જ આપી છે. પણ તે બંને ક્રિયાઓને જોડવા માટે અને શબ્દ વપરાયો છે. અને ઉભયાન્વયી અવ્યય છે એ તમે જાણો છો. આ પ્રમાણે ઘણીવાર ઉભયાન્વયી અવ્યયો વડે એવાં બે કે વધારે સાદાં વાકયોને જોડી દેવામાં આવે છે કે જેથી

એક મોટું વાક્ય બને છે. અને દરેક વાક્યમાં એક ક્રિયા હોય છે, જે ક્રિયાપદના રૂપ વડે દર્શાવાય છે. એટલે ક્રિયાપદનાં રૂપ પણ જેટલાં વાક્યો જોડાયાં હોય તેટલાં મોટા વાક્યમાં આવે છે. ઉપરના મોટા વાક્યમાં બે સાદાં વાક્યો જોડાયાં છે માટે ક્રિયાપદનાં રૂપ પણ બે છે. આ પ્રમાણે બે કે બેથી વધારે સાદાં વાક્યોને અને જેવા ઉભયાન્વયી અવ્યયથી જોડીને જે લાંબું વાક્ય બનાવવામાં આવે તેને સંયુકત વાક્ય કહે છે. સંયુકત એટલે સાદાં વાક્યો જોડાતાં બનેલું વાક્ય.

નીશાળેથી ઘેર આવીને હું ચોપડી લઇ ને બેઠો. આ સંયુકત વાક્ય છે? ના. આવીને કૃદન્ત વાપરવાથી આખા વાક્યમાં ક્રિયાપદનું રૂપ તો બેઠો એક જ રહે છે. માટે નિશાળેથી ઘેર આવીને—એ વાક્ય નહિ પણ વાક્યખંડ બની જાય છે; એટલે સંયુકત વાક્ય બનાવતાં જે વાક્યો જોડાય તે સ્વતંત્ર તો હોવાં જ જોઇએ. જે વાક્યનો અર્થ બીજા કોઈ વાક્યના અર્થ ઉપર આધાર ન રાખતો હોય તે સ્વતંત્ર વાક્ય કહેવાય. આવાં સ્વતંત્ર બે વાક્યો કે વધારે જોડાઈને સંયુકત વાક્ય બને છે. નીચે કેટલાંક વાક્યોનું પૃથક્કરણ આપેલું છે. દરેક સાદા વાક્યને છુટ્ટું પાડીને પછી તો પહેલા ભાગમાં તમે શીખ્યા છો તે પ્રમાણે જ પૃથક્કરણ થઈ શકે છે. વધારામાં ઉપર જણાવેલા વાક્યના પ્રકાર લક્ષમાં રાખવા.

(૧) માણુસ ધારે છે કઈં ને ઈશ્વર કરે છે કંઇ.

(૨) વાત નજીવી હતી, છતાં રસમય બની હતી.

(૩) રણુજિતરામના મરણુ વખતે આખા ગુજરાતને ઘણો ખેદ થયો હતો પણ ધીમે ધીમે એ વીસરાઈ ગયું.

(૪) તું મારો પ્રિયજન લઇ લે છે; પણ હવે તેનું સ્મરણ ન લઈ લેતો.

(૫) ભેખડ ઉપરથી નીચે પડવાને લીધે મારી કેડ બહુ જ સૂજી ગઇ હતી, પરંતુ હાડકાંને કંઇ ઇજા થઈ ન હતી; છતાં હું એક દિવસ બેશુદ્ધ રહ્યો હતો.

(૬) ખાડી ચડતાં એક મોટો ટેકરો દૂરથી દેખાયો.

(૭) દેશ દેશની કળાઓ સરખામણી અને હરિફાઈથી વિકાસ પામે છે.

(૮) ગાયન હમેશાં રાત્રે વધારે મધુર લાગે છે.

| નં. | વાક્ય | પ્રકાર | સંયોજક શબ્દ | ઉદ્દેશ્ય | | વિધેય | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ઉદ્દેશ્યવર્ધક | એકલું ઉદ્દેશ્ય | ક્રિયાપદ | કર્મ | ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
| ૧ | માણસ ................ <br> .............................. <br> .............................. <br> .................... કંઈ. | સંયુક્ત | ને | | | | | | |
| ક | માણસ ધારે છે કંઈ. | સાદું (સ્વતંત્ર) | | | માણસ | ધારે છે | કંઈ | | |
| ખ | ઈશ્વર કરે છે કંઈ. | સાદું (સ્વતંત્ર) | | | ઈશ્વર | કરે છે | કંઈ | | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ાત ..................<br>..........................<br>..........................<br>.................. હતી. | સયુક્ત | છતાં | | | | | | |
| क | વાત નજીવી હતી | સાદું (સ્વતંત્ર) | | | | વાત | હતી | | નજીવી |
| ख | રસમય બની હતી. | | | | | (વાત) | બની હતી | | રસમય |
| ૩ | રણજિતરામના....<br>..........................<br>..........................<br>.................. ગયું. | સંયુક્ત | પણ | | | | | | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| क | રણજિતરામના …………<br>…………………………<br>…………………………<br>………… થયો હતો. | સાદું (સ્વતંત્ર) | | ઘણો | ખેદ | થયો હતો | | | આખા ગુજરાતને રણજિત-રામના મરણ વખતે |
| ख | ધીમે ……………………<br>…………………………<br>…………………………<br>……………… ગયું. | સાદું (સ્વતંત્ર) | | | એ | વીસરાઈ ગયું | | | ધીમે ધીમે |
| ૪ | તું ……………………<br>…………………………<br>…………………………<br>……………… લેતો. | સંયુક્ત | પણ | | | | | | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | તું ..........<br>..........<br>..........<br>.......... લે છે. | | | | તુ | લઈ લે છે | મારો<br>પ્રિયજન | | |
| ખ | હવે ..........<br>..........<br>..........<br>.......... લેતો. | | | | (તું) | લઈ લેતો | તેનું<br>સ્મરણ | | ન<br>હવે |
| પ | ભેખડ ..........<br>..........<br>.......... રહ્યા હતો. | સંયુક્ત | પરંતુ<br>છતાં | | | | | | |
| ક | ભેખડ ..........<br>..........<br>.......... હતી. | સાદું<br>(સ્વતંત્ર) | | મારી | કેડ | સૂજી ગઈ<br>હતી | | | ભેખડ ઉપ-<br>રથી નીચે<br>પડવાને લીધે<br>બહુ જ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ખ | હાડકાંને .................. .............................. .................. હતી. | સાદું (સ્વતંત્ર) | | કંઈ | ઇજા | થઇ હતી | | | હાડકાંને ન |
| ગ | હું .................. .............................. .................. હતો. | | | | હું | રહ્યો હતો | | બેશુદ્ધ | એક દિવસ |
| ૬ | ખાડી .................. .............................. .................. દેખાયો. | સાદું | | એક મોટો | ટેકરો | દેખાયો | | | દૂરથી ખાડી ચડતાં |
| ૭ | દેશ .................. .............................. .................. પામે છે. | સાદું | | દેશ દેશની | કળાઓ | પામે છે | વિકાસ | | સરખામણી અને હરિફાઇથી |
| ૮ | ગાયન .................. .............................. .................. લાગે છે. | સાદું | | | ગાયન | લાગે છે | વધારે મધુર | | હમેશાં રાત્રે |

# પાઠ અઢારમો

## લેખનશુદ્ધિ

આપણે કાંઇ લખીએ ત્યારે ઘણી બાબતમાં સાવધ રહેવું પડે છે. સાવધ ન રહીએ તો આપણા લખાણમાં કેટલી યે ભૂલો પડે. આવી ભૂલો આપણાથી ન થાય તેની ચોકસાઈ રાખવી.

(૧) કેટલાક જોડેલા શબ્દો ભાષામાં વપરાય છે. એ શબ્દોને આપણે છુટ્ટા લખીએ તો ભૂલ ગણાય. **માબાપ, હાથપગ, મોડુંવ્હેલું, સવારસાંજ,** આવા શબ્દો જ્યાં જ્યાં આવતા હોય ત્યાં સાથે જ લખેલા કે છપાયેલા હોવા જોઇએ. આવા જેટલા શબ્દો તમારાં પુસ્તકોમાં આવતા જાય તેની એક નોંધ તયાર કરો તો ભૂલ થવાની શંકા થાય કે તરત એ નોંધમાં જોઇ લેવાય.

(૨) દરેક શબ્દ સ્વરો અને વ્યંજનો મળીને બને છે એ તમે જાણો છો. લખતી વખતે શબ્દમાં જે સ્વર અને વ્યંજન જોડાયેલા હોય તે લક્ષમાં રાખવા જોઇએ. સ્વર અને વ્યંજનની આવી જોડણી લખવામાં પણ ભૂલો ન થવી જોઇએ. ઘણી વાર તો સહેજ ભુલથી શબ્દનો અર્થ પણ ફરી જાય છે. **દિન, દીન**—આ બે શબ્દોની જોડણીમાં કાંઇ ફરક તમને લાગે છે? **દિન** શબ્દમાં દ્‌માં હ્રસ્વ ઇ મળેલો છે. **દીન** માં દ્‌માં દીર્ઘ ઈ મળેલો છે. વળી બંને શબ્દોના અર્થમાં પણ ફેર છે. **દિન**=દિવસ. **દીન**=ગરીબ, રાંક. તો પછી આવા શબ્દોની જોડણીમાં આપણે ભૂલ કરીએ તો કેવું અર્થ વગરનું વાકય બની જાય!

(૩) કેટલાક શબ્દોમાં જોડાક્ષરો આવે છે. એ બધામાં પણ ભૂલ ન થાય તે માટે આપણે ધ્યાન રાખવું જોઇએ. બે ત્

જોડેલા હોય ત્યાં ત્ત લખવો, ષ્ટ અને ક્ષ એકબીજાને બદલે ન લખાઇ જાય, ઋ અને ર્ વ્યંજનોમાં મળેલા હોય તે બરાબર લખાય, વગેરે ઘણી બાબતો ધ્યાનમાં રાખવાની હોય છે. આવી બધી ભૂલો ન થાય તે માટે ચોકખું બોલવાની ટેવ રાખવી જોઇએ. આપણે ચોખ્ખું બોલવાની ટેવ પાડીએ તો ઘણી ભલો આપોઆપ દૂર થાય.

(૪) બેદરકારીને લીધે પણ કેટલીક ભૂલો આવી જાય છે. ટ અને ડ, ઠ અને ઢ, ઘ અને ધ, વગેરે લખવામાં કેટલીક વાર જે ભૂલો થાય છે તે કેવળ બેદરકારીને લીધે થાય છે. ગવર્નર કર્મણિ, સર્પદંશ, ધર્મયુદ્ધ અને એવા શબ્દોમાં રેફ આગળ પાછળ મૂકી દેવાની ભૂલ પણ બેદરકારીથી જ થાય છે. આવી ભૂલો ન થાય તે માટે લખતી વખતે હમેશાં ધ્યાન રાખવું.

(૫) આપણી ભાષામાં ઘણા સંસ્કૃત શબ્દો વપરાય છે. એ બધા આપણાં પુસ્તકોમાં અવારનવાર આવે છે. એ શબ્દોની જોડણીમાં ફેરફાર ન થાય તે ખાસ ધ્યાનમાં રાખવું. એક પાઠ વાંચી ગયા પછી તે પાઠમાં આવેલા સંસ્કૃત શબ્દોની નોંધ કરવી અને તે બધા હમેશાં એ જ રીતે લખાય એટલું લક્ષમાં રાખવું.

**સ્વચ્છ, નીતિ, પ્રીતિ, સૂર્ય, પવિત્ર, અગ્નિ, ઇતિહાસ, ભૂમિતિ, પશ્ચાત્તાપ, સ્પર્શ ઈશ્વર, વગેરે સંસ્કૃત શબ્દો છે.**

Cover Printers-M. Vadilal & Co. Bombay 2